

श्रीस्वामिनारायणो जयति

# સંસ્કૃત પાઠશાળા તથા દેશી અષૌધાલય જેવાં સુકૃત કાર્યોમાં પણ ધ. ધુ. આચાર્યશ્રી વગેરેતરફથીકરાયેલ અર્થહીન કાવાદાવાઓનું

# દિગ્દર્શન

(અપૂર્ણ)



: સંપાદક સંશોધક પ્રકાશક :

શાસ્ત્રી હરિજીવનદાસ. વડતાલ

સંવત ૨૦૩૦ ] [ સન ૧૯૭૪

કિંમત રૂા. ૧=૦૦





॥ श्री स्वामिनारायणो जयति ॥

---

# સુજ્ઞ સત્સંગિસમાજની જાણ માટે-

સંપ્રદાયનાં શુદ્ધ વહીવટી કાર્યોમાં જ જેમ એમ
મહત્સુકૃત પાઠશાળા-દવાખાનાનાં હિતાવહ સર્વમાન્ય કાર્યોમાં
પણ પ્રિય હિતેચ્છુ આશ્રિતો પ્રત્યે પાંડશ્રી આચાર્યશ્રી તેમજ
તેમને પક્ષે ચઢેલા બીજા વાદીઓ, વકીલો વગેરે નામાંકિતોએ
પણ કોર્ટ સુધીના કરાતા, કરેલા અનેક કાવાદાવાઓનું

# દીર્ઘ દિગ્દર્શન-

## આ પ્રસંગે પ્રથમ સર્વેએ જાણવા જેવો સંક્ષિપ્ત પૂર્વ ઇતિહાસ-

વડતાલમાં આ. લક્ષ્મીપ્રસાદજીની વિદાયગિરિ અને આ શ્રીપતિ-પ્રસાદજીની સ્થાપનાના સમયે એક સાથે મળેલા સમસ્ત ત્યાગિ-હરિભક્તોએ ચૂંટી કાઢેલી ૬૪ જણની મહાસભાએ સન ૧૯૬૫ ના ચૈત્ર સુદી પંચમીએ શિક્ષાપત્રી શ્લોક ૧૩૨ નું અનુસંધાન લઈને પાઠશાળા માટે મોટી રકમ કાઢવાનો ઠરાવ સર્વાનુમતે કરેલો.

ઠરાવ સુજબ રકમ કાઢવામાં વિલંબ થતાં, વળી સન ૧૯૬૫ના ભાદરવા સુદી ચોથે બોલાવવાથી આવેલી, આચાર્ય સાથે ૩૩ જણની વહીવટી કમીટીએ એવો ઠરાવ કર્યો કે " બે લાખ રૂપીઆ જુદા કાઢવા, તેના વ્યાજમાંથી પાઠશાળા તથા ઔષધાલય ચલાવવું અને ૧૧ જણની કમીટીથી વહીવટ કરવો " વિગેરે.

ઠરાવ પ્રમાણે વ્યવસ્થા તો થઈ અને તે સારી રીતે ચાલી, પરંતુ રકમ રક્ષણમાં વિવાદ જાગતાં આ કજીયો કોર્ટમાં ગયો. છેવટે બન્નેની સંમતિથી હાઈકોર્ટે એક સ્કીમ ઘડી આપી. એમાં આચાર્ય સાથે ૧૪ સભ્યોની કમીટી નિમાઈ અને પાઠશાળા અંગે આવશ્યક અનેક સત્કાર્યો (જ્યોતિષ, સંગીત, લાયબ્રેરી, વાચનાલય, પત્ર ચિત્ર, સાહિત્યપ્રકાશન વિગેરે) કરવાનો પણ ઠરાવ કર્યો.

નવી સ્કીમ મુજબ વ્યવસ્થા તો વિદ્યાવિહારી બાપદાદાના વખતથી કમીટી હસ્તક લગભગ ૬૫ વર્ષોથી અવિચ્છિન્ન ચાલુ છે. પરંતુ સાત આઠ વર્ષોથી વિવિધ વિચિત્ર વિષમ વિઘ્નોની પરંપરા અનેક કોર્ટો સુધીની થઈ છે, જેનો વિરામ અદ્યાપિ નથી. પોતેજ નિમેલા સેક્રેટરીને રદ કરવાની પોતેજ કરેલી ખોટી ખટપટ કોર્ટો સુધીની સર્વેએ જાણવા જેવી અને ધિક્કારવા જેવી બની છે.

## પ્રથમારંભ—નકલ—

## "સત્ય નિવેદન અને સત્ય અભિપ્રાય"

### (સર્વ સભ્યોએ સમજવા જેવો) તા. ૧૫–૧૧–૬૫

મહુધાના ખેડા જીલ્લા સ્કુલ બોર્ડના કેળવણી ખાતાના હેડ કલાર્ક પ્રતિષ્ઠિત સત્સંગિ રા. રા. પા. ગોરધનભાઇ દેસાઈભાઈની નામદાર હાઈકોર્ટની સ્કીમ મુજબ, ત્રીસ વર્ષથી ચાલતી સંસ્કૃત પાઠશાળા દવાખાનાના એક સભ્ય અને સેક્રેટરી પદે નિમણુંક તા. ૩–૧–૬૫ ના દિવસે બાગને બંગલે મળેલી મીટીંગમાં ધ. ધુ. આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીના પ્રમુખપદે, મુખ્ય કોઠારીશ્રી શાસ્ત્રી વિષ્ણુપ્રસાદદાસજીના ઉપપ્રમુખ પદે અને બીજા નામાંકિત રા. રા. વકીલ મણીલાલભાઇ લક્ષ્મીદાસ ભાલજા (ઉમરેઠ) રા. રા. રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ જમનાદાસ વસનજી ઠક્કર (મુંબઇ) રા. રા. પા. ભીખાભાઇ ઝવેરભાઈ (ડભાણ) રા. રા. શેઠ છબીલદાસ હરગોવિંદદાસ મિઠાવાળા (સુરત) શાસ્ત્રી

હરિજીવનદાસ, શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસ, શાસ્ત્રી હરિબળદાસ, આ નવ સભાસદોની સન્નિધિમાં સર્વાનુમતે ધારાધોરણ પ્રમાણે થયેલી, તેનો અમલ પણ અમળમને સારી રીતે થયેલો.

આ નિમણુંકનો ઠરાવ " આ કમીટીના માનદ મંત્રી રા. રા. શ્રી **જશભાઈ** પટેલનું તા. ૮-૬-૬૪ ના રોજ અવસાન થયું તે બદલ આ સભા સખેદ નોંધ લે છે. આ કમેટીના આરંભ કાળથી ( ૪૩ વર્ષ સુધી ) તેમણે સેવાભાવથી આપેલી સેવાઓની કદર કરે છે, પરમ કૃપાળુ પરમાત્મા શ્રી સ્વામિનારાયણ ભગવાન્ તેમના આત્માને બહુ શાંતિ આપે તેવુ આ સભા ઈચ્છે છે." આ રીતે નંબર (૫) થી ઠરાવ થયા બાદ (૬) નંબરથી 'મહુધા હાલ નડીયાદ, સંતરામ સોસાયટી પાસે આમ્રકુંજ સોસાયટીમાં રહેતા શ્રી ગોરધનભાઈ દેસાઈ-ભાઈની નિમણુંક આ કમેટીના માનદ મંત્રી તરીકે સર્વાનુમતે કરવામાં આવે છે, તે બાબત તેમને જાણ કરવી અને તેમનો આ કાર્ય કરવાનો સંમતિ પત્ર મંગાવી ફાઇલે રાખવો. ઉપર મુજબનું કામ કરી કમીટી વિસર્જન થઈ, પ્રમુખશ્રી દ. શા. કમીટી. સંસ્થાન વડતાલ " આ રીતે ધોરણસર વિધિસર થયો છે.

આ ઠરાવની નકલ ઠરાવ સુજબ મંત્રીશ્રી ઉપર પ્રમુખશ્રીએ પોતાની સહીથી મોકલી આપી, નકલ મળતાં મંત્રીશ્રીએ તા. ૧૯-૧-૬૫ ના દિને માગ્યા મુજબનો સંમતિ પત્ર પ્રમુખશ્રી ઉપર મોકલી આપ્યો. આ માનદ મંત્રી તરીકેના હોદ્દાનો સ્વીકાર સ્વયં પ્રમુખશ્રીએજ નિર્વિકાર હૃદયે કરાવ્યો. આ પ્રકારનો વ્યવહાર લગભગ સહર્ષ સાત માસ ઉપરાંત વખત સુધી વિના વિરોધે વ્યતીત થયો. કશી કહેવત હતી નહી.

આ નિમણુંકને સાત માસ શાંતિથી વીત્યા બાદ તેના વિરોધમાં મહુધાના રા. રા. અમીન **હરિકૃષ્ણભાઈ** મુળજીભાઈએ પ્રમુખશ્રી

ધ. ધુ. આચાર્ય નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રી ઉપર તા. ૨૪-૮-૬૫ના રોજ એક પત્ર કેવળ કાયદાબળને બતાવનારો, સભ્યોની અસભ્યતાને આલેખનારો, પોતાની કાયદા કુશળતાને જણાવનારો અને કરેલી નિમણુંકને રદ કરવાના આગ્રહવાળો લખ્યો.

ઉપરનો પ્રમુખશ્રીની મુખ્ય જવાબદારી અને જોખમદારીને જણાવનારો કાયદાપત્ર પામતાં, પ્રમુખશ્રીએ સહસા હ. જા. ર. નં. ૮૮૫/૨૦૨૧ તા. ૩૧ ઓગષ્ટ ૧૯૬૫ થી " આ અંગે કાયદાની સલાહ લેવાશે અને આ કામ આવતી મીટીંગમાં વિચાર માટે પણ મુકાશે " આ રીતનો ( વધુ પડતો, બીન અધિકારનો, છકું મારવા જેવો ) શેરો કરીને તેની નકલ અમીનશ્રીના પત્રની નકલ સાથે પ્રત્યેક સભ્યો ઉપર ફક્ત નોંધ લેવા મોકલી આપી.

આ વચ્ચેના ગાળામાં બંધારણ મુજબ શા. હરિ. તથા શા. નારા. આ બે સભ્યોની સહીથી તા. ૧૭-૬-૬૫ ના રોજ સેક્રેટરીશ્રી ઉપર સ્વલ્પ સમયમાં મીટીંગ બોલાવવાના મુખ્ય મુદ્દાવાળો અને પ્રમુખશ્રી જેને બહુ વખતથી ખાસ ઈચ્છતા હતા અને સુ. કો. તથા મંત્રી આદિક સાથે લખાપટી કર્યા કરતા હતા એવી અગત્યની આઠ બાબતને બતાવનારો એજન્ડા કાઢવાના નિર્દેશવાળો એક પત્ર લખ્યો. આ પત્ર મળતાં, મંત્રીશ્રી પ્રમુખશ્રીને મળવા હર્ષવેગથી વડતાલ આવ્યા. બાગને બંગલે સારી રીતે વાતચિત કરીને પાછા વિદાય થઇ ગયા. કાર્યકર્તા શાસ્ત્રી સભ્યોને તો પ્રથમ કે પછી પણ મળ્યા જ નહિ. નડીઆદ જઈને પ્રમુખ આચાર્યશ્રીએ ખાનગીમાં ભણાવ્યા મુજબ તા. ૨૩-૬-૬૫ દિને શા. હરિ. ઉપર એક અનાદર પત્ર લખ્યો. અમારી હકિકતને જાણવા પણ રહ્યા નહિ. એમાં વાત એમ હતી કે-" પાઠશાળાનો આખો હિસાબ જમા ખર્ચની વિગતો સાથે મંત્રીને કે પ્રમુખશ્રીને સુપ્રત કરી દ્યો. અને દાતાઓ તરફથી જે રકમ તથા સરસામાન આવ્યો હોય તેનાં નામો અને તેમણે જે કોઇ શરતો કરી હોય તે સંબંધના

કાગળો પણ આપી દો" આ રીતે બે મહાશયોએ મળીને બે સભ્યોને આ ઉપાધિમાં નાખ્યા. આચાર્યશ્રી તો જાણે કશું જ જાણતા જ નથી, એમ મંત્રીશ્રીને હોળીનું નારીએળ કરીને છેટા રહી ગયા. મિટીંગ બોલાવવાની મુદ્દા વાતને તો તે બન્ને પણ ગળી ગયા. આ પછી શા. હરિ. એ. તા. ૨–૭–૬૫ ના દિને મંત્રીશ્રી ઉપર તેમના પત્રના પ્રત્યુત્તરરૂપે એક પત્ર લખ્યો. વાત એમ છે કે–" પાઠશાળાના કમિટીના ઠરાવ પ્રમાણે સઘળો હિસાબ કમિટીમાંજ રજુ કરવાનો છે. રજુ થાય ત્યારે જેને જે ચર્ચા વિચારણા કરવી હોય તે સુખેથી કરી શકે છે." વિગેરે વિસ્તૃત લખ્યુ. છેવટે, " મીટીંગને તો તમો બોલવવાજ માગતા નથી. તો હવે યોગ્ય લાગે ત્યારે બોલાવશો " એમ પણ લખ્યું. મીટીંગ બોલાવી નહિ અને અગત્યનાં કામો કે જેને માટે આચાર્યશ્રી ઘણા માસથી મથામણ આમ તેમ કરતા હતા તે પણ પડયાં રહ્યાં. એમ અમારી વાતને એ બન્નેએ સાંભળીજ નહિ. એમ મહેનત નિષ્ફળ ગઈ. તે પછી ઉદાસી સભ્યો ચીઠીમાં ફરવા ગયા.

બે માસે ફરીને પાછા આવ્યા ત્યારે વળી મિટીંગ બોલાવવાનો ઉપસ્થિતિ પત્ર ફરીથી તા. ૩–૯–૬૫ ના રોજ પૂર્વાપરનું અનુસંધાન આપવા પૂર્વક લખ્યો. ત્યારે વળી મંત્રીશ્રી પ્રમુખશ્રીને મળવા સત્વર તા. ૪–૯–૬૫ના રોજ વડતાલ આવ્યા. (દેવસેવાના વર્ણિઓના ચાલુ વારાની ખટપટ માટે) ગઢડા પધારેલા હોવાથી મેળાપ નહિ થવાથી મંત્રીશ્રીએ તા. ૬–૯–૬૫ ના દિને ગઢડા તા. ૨૬–૯–૬૫ ના દિને મીટીંગ ભરવા બાબતનો એજન્ડા કાઢવાનો વિનંતિ પત્ર " મીટીંગ તા. ૨૬–૯–૬૫ના ના દિને પાઠશાળામાં રાખી છે. તેમાં આપશ્રીની હાજરીની અનુકૂળતા કરશો. **દફતરની ફેરવણી કરી છે તે કમીટીને પૂછીને કરી હોત તો સારું.** આપના શેરા સાથે મોકલેલી અમીનશ્રીની અરજી મળી છે. એ કામ અથવા બીજું કોઈ કામ કમીટીમાં મૂકવાનું હોય તો તા. ૧૧–૯–૬૫ પહેલાં મોકલી આપશો. **મારી નિમણુંક કમીટીએ**

**કરેલી હોવાથી આ આખો પ્રશ્ન કમીટીની હકુમતનો છે. મારા ખ્યાલ પ્રમાણે કમીટીનો ઠરાવ બંધારણીય છે.** " આ પ્રકારે લખ્યો. આ રીતે પ્રમુખશ્રીને પ્રથમ જ લખીને બે સભ્યોની માગણી મુજબ આઠ અગત્યની બાબતોનો નિર્દેશ કરતો એજન્ડા કાઢી આચાર્યશ્રી આદિક સભ્યો ઉપર રીવાજ મુજબ પોતાની સહી કરીને તા. ૧૦-૯-૬૫ ના દિને મોકલી આપ્યો. આ એજન્ડા કાઢવા મંત્રીશ્રી વડતાલ આવેલા અને ઉપપ્રમુખને મળેલા અને કમીટીના કલાર્ક બાબુપ્રસાદને મળીને નક્કી કરી તેમના હસ્તાક્ષરથી લખાવ્યો હતો. એમ એજન્ડા વિધિ રીવાજ મુજબ થયો હતો.

વચ્ચે અમીનશ્રીના આવેલા કાયદાપત્રના અને વળી મંત્રીશ્રીના આવેલા એજન્ડાપત્રના વાચનથી અને વળી બીજા કોઈ ગઢડા આવી રહેલા પંડયાશ્રીની પુરવણી દોરવણીથી રોષાવેશમાં આવેલા પ્રમુખશ્રીએ નિરપરાધી આશ્રિત સેક્રેટરી ઉપર આચાર્યપદને ન શોભે એવા આ-ક્રોશ અને ક્રૂરતાથી ભરેલો અનુપયોગી એક આક્રમણ પત્ર સહસા લખી વાળ્યો. (એજન્ડા જેવું લખાણ છે. વાંધા જણાવીએ છીએ. લખાણને માન્ય રાખતા નથી. તમારી નિમણુંક ગેરકાયદે હોવાથી અમો માન્ય રાખતા નથી. લીગલ એડવાઈઝ લેવાઈ રહી છે. પાઠશાળાનું દફતર અમારા કબજામાં લખીને લઈ લીધુ છે. એજન્ડાનો જાવક નંબર ખોટો લખ્યો છે. એજન્ડા નં. ૧ થી ૫ સુધીના કામમાં અભ્યાસ કરી લીગલ એડવાયઝ લેવાઈ રહી છે. તેમાં તમો કોઇ નિર્ણય લેશો તે અમોને માન્ય નથી. કલમ ૯ માં એક ત્યાગી સભ્ય નિમવાનો છે. તેમાં અમારે અભિપ્રાય આપવાનો હોવાથી તે કામ લેશો નહિ. લેશો તો અમોને માન્ય થશે નહિ. તમોએ એજન્ડા જેવું લખાણ કર્યું છે તે ઉતાવળા પગલારૂપ છે. તમારી નિમણુંક રદ છે. તેની તમોને જાણ કરી છે, તે લખાણની અવગણના કરોછો, હોદ્દો ટાંકીને સહી કરી છે તેને માન્ય રાખતા નથી, અમારે કાયદેસર કરવું ન પડે અને પ્રતિષ્ઠાને

હાનિ ન પહોંચે માટે એજન્ડાવાળુ લખાણુ તમારે રદ કરવું અને રદ કર્યા બાબતની જાણુ અમોને લેખીત કરવી. કમિટીની મીટીંગ રાખવી નહિ, તેમાં તમારે ભાગ ન લેવો, મંત્રીપદ રદ થયાનું લખાણુ અમારી ઉપર તેમજ કમિટીના સભ્યો ઉપર મોકલી આપવુ, આ રદ થયા બાબતનું લખાણુ અમોને પાંચ દિવસમાં નહિ મળે તો રદ કરવા માગતા જ નથી એમ માનીને કાયદાની સલાહ લઈ ઘટતાં **તમામ પગલાં લેવાની ફરજ પડશે** અને તે અંગેની તમામ જવાબદારી અને થતો ખર્ચ તમારે શીરે રહેશે, તેની નોંધ લેશો વિગેરે ) વિશેષમાં આ વાક્કાઠિન્ય ભરપુર ભયંકર પત્રમાં પ્રમુખપણાનો હોદ્દો ટાંકીને પોતાના હસ્તાક્ષરની સહી કરીને તેની વફાદાર ત્યાગીઓ પાસે ૧૮ કોપીઓ યથાતથા ઉતાવળથી ઉતરાવીને સેક્રેટરી સાથે ૧૪ સભ્યો ઉપર રજીષ્ટરથી સત્વર મોકલી આપી.

મંત્રીએ તા, ૨૬–૯–૬૫ મીએ મીટીંગ ભરવાનો કાઢેલો એજન્ડો સ્વીકારવાથી મંત્રીની નિમણુંક આપોઆપ પ્રમુખશ્રીએ સ્વીકારી થાય છે. નિમણુંક વખતે મીટીંગ બંગલે રાખી હતી પરંતુ આ વખતે નવી બંધાયેલી પાઠશાળામાં મીટીંગ રાખવાનું મંત્રીએ સવિનય નિવેદન કરવાથી તે પણુ પ્રમુખશ્રીએ સ્વીકારીને પાઠશાળામાં પહેલ વહેલા મીટીંગ ટાણે પધાર્યા હતા. મંત્રીશ્રીએ પોતાની વિરુદ્ધનું કામ કમિટીમાં મૂકવાનું જણાવેલું તે પણુ કમિટીમાં પ્રથમ નંબરે મૂક્યું અને તેની ઉપર સર્વાનુમતે ઠરાવ પણુ કરાવ્યો. આરંભમાં પ્રોસીડીંગમાં લખાતી સભ્યોની હાજરીમાં મંત્રીનું નામ પણુ પોતે લખાવ્યું છે. બે ત્યાગી સભ્યોએ મીટીંગ ભરવાની લેખિત દરખાસ્ત મંત્રી ઉપર કરેલી તે પણુ સ્વીકારી છે "પ્રમુખશ્રી જે કામો રજુ કરે તે" એમ એજન્ડામાં મંત્રીએ લખેલું તેનો પણુ અમલ કર્યો છે. પ્રમુખશ્રીએ મંત્રી ઉપર એજન્ડા નંબર ખોટો લખ્યો છે એમ લખ્યું હતું તે પણુ સ્વીકારી લીધો છે. કિં બહુના પોતે જે જે બાબતનો નિષેધ કરેલો તે સર્વ સ્વીકારી

લીધી છે. વાંધા બધા પાછા ખેંચી લીધા છે. અમીનની માગણીને વધુ પડતું વજુદ આપીને રદ કરવાનું લખાણ કર્યું હતું પણ ઉલટું મંત્રી પદ સ્વીકારી લેવું પડયું છે. જે જે ગેરવ્યાજબી ગેરકાયદેસર લખ્યુ હતુ તે પણ રદ કરવું પડયું છે. આ જોતાં મંત્રી પદના અંગીકારમાં કશું બાકી નથી. આ રીતે બધી બાબતનો પાછળથી સ્વીકાર કરેલો હોવાથી આ બીભત્સ પત્રની અવદશા છેવટે રદ થવા જેવી સ્વમનમાં પસ્તાવા જેવી થઈ છે. અસ્તુ.

વચગાળાના વખતમાં વળી પ્રમુખશ્રીએ રા. રા. પંડયાશ્રી ઈશ્વરલાલ વકીલને કાયદા બાબતમાં અભિપ્રાય લેવા માટે દ. શા. ક. ર. નં. ૧૬-૧૯૬૫ તા. ૧-૯-૧૯૬૫ ના રોજ એક પત્ર આપડહાપણુનો લખ્યો. એ પત્ર પંડયાશ્રીને ૨૧-૯-૬૫ ના દિને મળ્યો. વળી સંસદના મહાસભ્ય રા. રા. ચોકસી સાહેબનો પણ અભિપ્રાય લેવા માટે મોકલ્યો અને સાથે બીજા કાગળો પણ ઉપયોગી મોકલી આપ્યા એવા પણ સમાચાર મળે છે. બીજા કોઈ સભ્ય ઉપર પણ મોકલી આપ્યાનું અનુમાન શકય છે.

પંડયાશ્રીએ તા. ૨૪-૯-૬૫ થી અભિપ્રાય લખી મોકલ્યો. તા. ૨૬-૯-૬૫ ના પાઠશાળામાં મળેલી મિટીંગમાં એ અભિપ્રાય પણ પ્રમુખશ્રીએ રજુ કર્યો. પ્રમુખશ્રી અને સેક્રેટરી સાથેના નવ સભ્યોની હાજરીમાં તે પત્રની ચર્ચા વિચારણા બહુ પ્રમાણમાં અપૂર્વ આક્રોશથી થઈ. વાટાઘાટને અંતે "જે આ પ્રશ્ન વિષે કાયદાની સલાહ લેવામાં આવી છે. અને તે વિષે તેઓનો તા. ૨૪-૯-૬૫ નો લેખીત અભિપ્રાય આવેલો તે આ સાથે સર્વની જાણ સારુ નીચે મુજબ રજુ કરેલો છે. આ સાથે વકીલ ઈશ્વરલાલભાઈના ઉપર જણાવેલ અભિપ્રાય અંગે દરેક મેંબરોએ અભ્યાસ કરી વકીલની સલાહ લઈ પ્રમુખશ્રી ઉપર તે લખાણ મોકલી આપવું. ત્યારબાદ આ અંગે ફાઈનલ નિર્ણય લેવા પ્રમુખશ્રીએ મિટીંગ બોલાવવી" આ રીતે અમીનશ્રી, પાન્ડેશ્રી તથા પંડયાશ્રીના

ઉપરોક્ત ઉલ્લેખોમાંથી **મહાભારતનો સમારંભ થાય** છે. આ આરંભને દશમો માસ જાય છે. આ રીતનો ઉપોદ્ઘાત છે.

ઉપરોક્ત ઈતિહાસને કોઈ તટસ્થ માણસ આદ્યંત વાંચે વિચારે તો ચોખ્ખો અભિપ્રાય આપે કે–આ સઘળી ઉપાધિ આધિના મૂળ ઉપાદાન પ્રમુખશ્રી સ્વયં છે. પોતે બીન ઉપયોગી ઉપાધિ ઉદધિમાં પડયા અને સભ્યોને પણ સાથે લેતા પડયા. અને આ પરંપરાએ બીજા કોઠારી, કારકુન આદિકને પણ અખૂટ ઉપાધિમાં નાખ્યા છે. "કાઢવો ઉંદર અને ખોદવો ડુંગર" એના જેવી મહેનત લીધી છે. ઉપરના લખાણો ઉપરથી એટલો લક્ષ થાય છે કે–આ ઉપાધિમાં અમીનશ્રીને આગળ ધરવામાં આવ્યા છે અને પછીથી એમના નામે પ્રમુખશ્રી અને પછીથી એમના નામે પંડયાશ્રી પણ પડયા છે. આ ત્રિપુટીનું સહભાગી કાર્ય બન્યું છે. અમીનશ્રી તા. ૨૨–૮–૬૫ ના દિને પ્રમુખશ્રીએ મેળવેલી સ્વોપાર્જિત પુરાતતત્વ સમિતિ ઉપર બોલાવવાથી વડતાલ આવેલા અને પંડયાશ્રી અમીનશ્રીને મળવા મહુધા ગયેલા. આ સંજોગો જ આમાં કારણ જણાય છે. આ ઉપાધિ એ મહાપુરુષ સભ્યોને શોભતી નથી. ઘટતી નથી અને કશા ઉપયોગની નથી. "**निष्फलं क्लेशबहुलं**" એ સાહિત્ય જેવું છે. આમાં હવે ગ્રહયોગની કે વિધિનીજ વિચિત્રતા માનવાની રહી. શબ્દથી અને અર્થથી અને બીજી કેટલી રીતે લખાણનો મુકાબલો કરીએ તો અમીનશ્રીનું જે લખાણ છે તે પંડયાશ્રીના લખાણને મળતું જણાય છે. કાયદાજ્ઞાનમાં વકીલ જ પ્રથમ હોય છે. ગમે તેમ થયું હોય એમાં અમારે નિસ્બત નથી.

પ્રમુખશ્રી એટલુ અવશ્ય સમજ્યા હોત કે આ પાઠશાળાનું મહાસુકૃત કાર્ય કોણે કરવાનું છે? તો કશી ઉપાધિને સ્થાન ન હતું શિક્ષાપત્રીમાં પાઠશાળા બાંધીને વિદ્વાન વિપ્રને રાખીને સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરવાની આજ્ઞા શ્રીમુખે આચાર્યશ્રીને કરી છે. આ અનુસંધાનને સત્સંગમહાસભાએ પણ "શ્રી સહજાનંદ સ્વામીની શિક્ષાપત્રી પ્રમાણે આચાર્યશ્રીના

વિશેષ ધર્મમાં વિદ્યાદાન અને અન્નદાન આપવાની ફરજ આચાર્યશ્રીની છે તે ઉપર નજર રાખી ઠરાવ કરીએ છીએ" એવો ઉલ્લેખ કર્યો છે. એટલે આ સત્કાર્ય કરવાની ફરજ આચાર્યશ્રીની છે. આ કારણથી જ તેમને પ્રમુખપદે યોજ્યા છે. બીજા સભ્યો તો સેવાભાવથી સલાહ સાથે સહકાર આપનારા છે. કોની ઉપર આ ઉપાધિ કરું છું એટલું સમજ્યા હોત તો બસ હતું. સલાહ સહકાર આપનાર પણ બીજા કોઈ બહારના નહિ પણ આશ્રિત કમિટી કાયદાબદ્ધ માનનીય છે. આમાં લગાર વિચાર વિવેક વિભાગ રાખવાની પ્રથમ અપેક્ષા હતી. આ તો તીર્થક્ષેત્રનું પાપ વજ્રલેપ કહેવાય છે. જેમાં ઉપાધિ નહી કરવાની ત્યાં આદરી બેઠા છે, તે બીલકુલ સ્થાને નથી. આત્મઘાત જેવી છે. પાઠશાળામાં પાઈ પણ આપી નથી અને આપવા દીધી નથી. અમુક રકમ આપવાના ઠરાવો રા. રા. ડીરેકટર સાહેબ, ચેરીટી કમીશ્નર અને કમિટીએ પણ સર્વાનુમતે કર્યા છે. તેને નામંજુર કરવાની ઉદારતા વાપરી છે. વિરોધમાં–અવરોધમાં કશું બાકી નથી. પ્રસંગ પ્રાપ્ત થતાં વધું કહેવાશે.

આ પ્રસંગે એક કહેવત યાદ આવે છે–એક હાથી હતો તે સરોવરમાં પડયો. પડીને પાણીને ડોળવા મંડયો અને કમળના વેલાઓને તોડવા મંડયો અને છેવટે પાળને પણ તોડવા મંડયો, ત્યારે કાંઠે ઉભેલા એક તટસ્થ ભાઈએ કહ્યું કે–કાંઠા ઉપર ઊભા રહીને સૂંઢને લાંબી કરીને યથેચ્છ પાણીને પીવો. એમ કરવાથી શું તૃષા નિવૃત્તિ નહી થાય? થશે જ. પાણીને ડોળી નાખું છું, કમળને તોડી નાખું છું, પાળોને ભાગી નાખું છું તો આ હાનિ કોને છે? જ્યારે તું ફરીથી તૃષાતુર થઈશ ત્યારે તારે જ પાણી ગોતવું પડશે. આટલું કહ્યા છતાં તેના મનમાં એમ છે કે– હું તો સરોવરમાં એક ખૂણેથી ઉતરીને થોડું પાણી પીઈને અને અને શરીર ઉપર થોડું છાંટીને આવતો રહ્યો છું. મેં કશો જ અનર્થ કર્યો નથી પરંતુ સરોવરની દશા તો એવી થઈ ગઈ કે પાણી ડોળાઈ ગયેલું અને કમળોના વેલાઓ તૂટી ગયેલા અને પાળો પણ તૂટી ગયેલી.

જે ફરીથી ખોદવા જેવું થઈ ગયું. આ કહેવત જેવું બન્યું છે. હાનિ-કેને છે ? એટલું વિચાર્યું હોત તો બસ હતું.

આ ઉપાધિથી સંપ્રદાયના સેવાભાવી આશ્રિતોની આશાને નિરાશા મળી છે. એ અત્યંત અનુશોચનીય છે. તા. ૨૬-૧૨-૬૪ ના પત્રમાં શા. હરિજીવનદાસે "ધ. ધુ. મહારાજશ્રીને ગાદીએ બેઠાં પાંચ વર્ષો વીતી ગયાં છે, ક્યારેય પ્રમુખપદે બિરાજ્યા નથી. આ વખતે પ્રમુખ તરીકે **વિરાજમાન** થવાના છે તે શુભ હિતાવહ જાણીને આનંદ થાય છે." આ રીતે આનંદથી જણાવેલું. પરંતુ પરિણામ વિપરીત અશુભ અહિતાવહ અનાનંદમાં આવ્યું છે, એમ કહેવાનો અવકાશ મેળવી આવ્યો છે "પ્રથમ ગ્રાસે માક્ષિકાપાત" જેવું હેય બન્યું છે.

આ ઉપર એક વાત છે કે-"તૃષાતુર ચાતક પક્ષીઓ અસમયે ચડી આવેલા મેઘને જોઈને જળની આશાથી મોઢું ફાડીને એકાગ્રતાથી જોઈ રહ્યા., ત્યારે મેઘે એવું આચરણ વિચિત્ર કર્યું કે મોટા કરા (નાના પથરા) વેગથી વર્ષાવ્યા, જેથી તેઓનાં માથાં ભાગી ગયાં. જળ પીવાનું મળ્યું નહિ ઉલટાં માથાં ભાગી ગયાં" એ કથન જેવુ વિપરીત બન્યુ છે, અસ્તુ, અપ્રકૃત થઈ જાય છે, હવે પ્રકૃત ઉપર આવીએ.

૬. શા. ક. ર. નં. ૨૧, ૧૯૬૫ના પ્રમુખ આચાર્યશ્રીના **પત્રના** પ્રતિઉત્તરમાં સભ્ય શા. હરિજીવનદાસજીની સવિનય વિજ્ઞપ્તિ કે-

આપશ્રીએ તા. **૨૬-૯-૬૫** ના રોજ પાઠશાળામાં મળેલ મિટીંગના ઠરાવ મુજબ રા. રા. વકીલ **ઈશ્વરલાલ** લાભશંકર પંડ્યાશ્રીએ તા. ૨૪-૯-૬૫ થી જે લેખિત અભિપ્રાય આપ્યો છે **તેની નકલ** આપશ્રીના શેરા સાથે મોકલી તે અમોને મલી છે. વકીલનો **અભિપ્રાય** માગો છો તે નીચે મુજબ શિષ્ટાચારાનુસારી, કાયદાનુસારી **હોઈ અમારી** માન્યતા મુજબ સત્ય છે.

વડતાલ દવાખાના અને પાઠશાળા કમિટીના પ્રમુખશ્રી પ. પૂ.

ધ. ધુ. આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રી–સવિનય પ્રણામ સાથે– “આપનો દ. શા. ક. ર. નં. ૧૬/૧૯૬૫ તા. ૧–૯–૬૫ નો પત્ર મને તા. ૨૧–૯–૬૫ ના રોજ મળ્યો (આ પત્ર ૨૧ દિવસ ક્યાં રોકાયો હશે તે આશ્ચર્ય છે) તે પત્ર સાથે મોકલેલા તમામ કાગળો આ સાથે પરત કરેલ છે.” આ પંડયાશ્રીના પ્રારંભિક લખાણથી ચોખ્ખું સમજાય છે કે આ અભિપ્રાય પંડે પ્રમુખશ્રીએ માગ્યો છે. તેમાં મનમાન્યા ઉપયોગી કાગળો પણ મોકલ્યા છે. આ વિષયમાં કાયદેસરનું પદ્ધતિસરનું કાંઈ કહેવાનું છે.

આમાં સત્ય વાત એ છે કે–કાર્યકર્તા પ્રમુખશ્રી કે મંત્રીશ્રીએ જે કોઇ કામ સભ્યો કે અન્ય થકી આવ્યું હોય તે પ્રથમ કમિટીમાં મૂકવું. મૂકયા પછી તેની ચર્ચા પર્યાલોચના કર્યા પછી કોઇ કામમાં મતભેદને કારણે કે કોઈ અન્ય યોગ્ય કારણે કાયદાની સલાહ લેવાની જરૂર જણાય અને કમિટી તેવો ઠરાવ કરે તો જ તે મુજબ સલાહ લેવાની વ્યવસ્થા કરી શકે એવો સ્વસ્વીકૃત શિષ્ટાચાર છે, કમિટીમાં મૂકયા સિવાય અને કમિટીની મંજુરી સિવાય પોતાની આપખુદ સત્તાથી કાયદાની સલાહ લેવાની પ્રવૃત્તિ પોતે કરે તે અધિકાર વિનાનું હોઇને, ગેરકાયદેસર ગણાય. ચાલુ પ્રમુખશ્રીએ જ ઉપપ્રમુખ કોઠારી દ્વારા તેમજ સેક્રેટરી દ્વારા તેવા અનેક પત્રો પાઠશાળા કમિટી ઉપર લખી મોકલ્યા છે અને ચર્ચા પણ થઈ ઠરાવો પણ ઠીક ઠીક અનેક થયા છે.

પાઠશાળાનું ટ્રસ્ટ જુદુ નંધાવવું કે નહિ ? આ બાબતમાં મતભેદ પડતાં, કાયદાની સલાહ લેવાનો ઠરાવ ચૈત્ર (અધિકઃ) સુદી ૧૫ ટેમ્પલ કમિટીમાં ધ. ધુ. આચાર્યશ્રીના હ. જા. ર. નં. ૧૨૧/૨૦૨૦ના પત્ર ઉપરથી થયો છે. એ કામ પંડયાશ્રીને સોંપવામાં આવેલુ (તેને દોઢ વર્ષ વીતી ગયુ પણ અભિપ્રાય આપી શકયા નથી) વળી બ્ર. પુ. વૈરાગ્યાનંદજીના પ્રસાદી પદાર્થની બાબતમાં ટેમ્પલ કમિટીએ પંડયાશ્રીની સલાહ લેવાનો ઠરાવ કરેલો અને તે પ્રમાણે તેમનો અભિપ્રાય

કમિટીમાં આવેલો અને તે પ્રમાણે કામનો ઉકેલ પણ આવેલો. વળી બોચાસણવાળાઓ હક્ક નહિ છતાં હરિમંદિરોમાં બલાત્કારથી પ્રવેશીને સંપ્રદાયના ત્યાગી હરિભક્તોને બહુજ હેરાન કરે છે તેમનો પ્રવેશ કાયદેસર કોર્ટમાં કેસ કરીને અટકાવવાના કામમાં પંડ્યાશ્રીનો અભિપ્રાય માગ્યો હતો અને તમામ ત્યાગીઓના સહીવાળો પત્ર વિગેરે ઉપયોગી સાહિત્ય પણ સાથે મોકલ્યું હતું. ત્યારે પંડ્યાશ્રીએ ચોકસી સાહેબનો અભિપ્રાય લેવાની વાત કરી, ચોકસી સાહેબે વળી બીજી વાત કરી એમ કરીને એ અગત્યની વાતને એવી ટલ્લે ચઢાવી મૂકી કે હજુ સુધી એનો પત્તોજ નથી. આ વાતને પાંચેક વર્ષ થવા આવ્યાં છે. આ ઠરાવ કમિટીમાં થયેલો. આ તુમારની ઉપસ્થિતિ કરનાર ચાલુ આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજ હતા. ( કરવું કશું નથી, તુમારોની મારામારી કરવી છે. ) એવાં તો બહુ કામો કાયદાની સલાહ લેવાના બન્ને કમિટીમાં આવ્યાં છે. આ પ્રકારની પ્રણાલિકા પ્રચલિત છે. તાજો દાખલો—પંડ્યાશ્રીએ અભિપ્રાય નહી આપવાથી આચાર્યશ્રીના પ્રમુખપદે તા. ૩-૧-૬૫ ના દિને મળેલી મિટીંગમાં જુદુ ટ્રસ્ટ નોંધાવવાની ચર્ચા પ્રથમ જ આચાર્યશ્રીએ કરતાં સર્વાનુમતે વધુ કામ તરીકે પ્રથમ જ ઠરાવ કરીને વકીલોની સલાહ લેવાનું કામ વકીલ મણીલાલભાઈ ભાલજાને સોંપવામાં આવ્યુ છે. ઉપરની બાબતો પંડ્યાશ્રી પૂરેપૂરી જાણે છે. હવે વિવેચનની અપેક્ષા નથી.

ઉપરના દાખલા જોતાં અને ધારા બંધારણ જોતાં કમિટીમાં કામ મૂક્યા વિના અને તેમાં ચર્ચા કરી ઠરાવ કર્યા વિના એકદમ પ્રમુખશ્રી કાયદાનો અભિપ્રાય લેવા મોકલી આપે છે અને અભિપ્રાય પ્રદાતા પણ કમિટીના ઠરાવ વિના અભિપ્રાય આપે છે એ સઘળું કાયદા વિરુદ્ધનું હોઇને રદ થવાને પાત્ર છે. આ અવિચારિતરમણીય આચરણ તો કમિટીની સ્થાપિત સત્તા ઉપર ત્રાપ મારવા જેવું અને કમિટીને મુશ્કેલીમાં મૂકવા જેવું એક પ્રકારનું આક્રમણ કહેવાય. પ્રમુખશ્રીએ જે

આ પગલું ભર્યું છે તે ઉતાવળીયું હોઈને બીનઅધિકારનું, બીન-શિરસ્તાનું છે એમ કહેવાનો અવકાશ સારો કરી આપે છે. પ્રમુખશ્રી કે ઉપપ્રમુખશ્રી કે સેક્રેટરીની એવી કોઈ વિશિષ્ટ સત્તાનો ઉલ્લેખ સ્કીમમાં કર્યો જણાતો નથી. સભ્ય તરીકે સર્વે સરખા મતાધિકારી છે. (જો કમિટીએ કોઈ અધિકાર કારણસર આપ્યો હોય તો વિવાદને સ્થાન નથી) કાયદાનો અભિપ્રાય લાવીને પણ છેવટે કમિટીમાં મૂકવો પડયો છે અને સભ્યોનો અભિપ્રાય માગવાની ફરજ પડી છે. આ તાજોજ દાખલો છે. "કાદવમાં પડીને પગ ધોવા પડે એના કરતાં ન પડવું એજ સારું છે" આ શિષ્ટસંમત સુંદર રીતિ પ્રથમથી અનુસરવાની હતી. આ પણ એક કાયદાની રીતિ કાયદામાં ગણવા જેવી છે.

એક પુરાણી વાત છે-પંડયાશ્રીએ ૧૪-૪-૨૮ ને દિને પ્રમુખશ્રી (આ. શ્રીપતિ) ઉપર એક પત્ર મિટીંગ ભરવા બાબતનો લખી મોકલ્યો. પ્રમુખશ્રીએ ઉપપ્રમુખ (કો. ચતુરભક્ત) ઉપર મોકલી આપ્યો. ઉપપ્રમુખે સેક્રેટરી (જશભાઈ) ઉપર મોકલી આપ્યો. સેક્રેટરીએ કમિટી બોલાવી અને તેમાં તે પત્ર રજુ કર્યો. પછીથી ચર્ચા કર્યા પછી ઠરાવ થયો. આ પ્રથા પ્રથમથી શિષ્ટાચારપ્રાપ્ત છે. આ રીતે આ કાર્ય અત્યાર સુધી સેક્રેટરી કે ઉપપ્રમુખ કે છેવટે કારકુન પણ કરી લેતા. આવી પંચાતમાં પૂર્વાચાર્યો બહુ પડતા નહિ. ચાલુ આચાર્ય પણ છ વર્ષ સુધી આ પંચાતમાં પડયા નથી. આ વિશાળ દૃષ્ટિએ જોઈએ તો પ્રમુખશ્રીએ પ્રવેશ ન કર્યો હોત તો ચાલે તેમ હતું. "નવરી હેડમાં કે શિંગડામાં ભરાયા જેવું" બન્યું છે. કાયદાવિરુદ્ધ અને વળી શિષ્ટાચાર વિરુદ્ધ આવી મહોપાધિમાં સ્વયં પડવાનું કારણ અમોને તો એમ મનાય છે-કે સેક્રેટરી, ઉપપ્રમુખ અને સર્વ સભ્યોને પણ જે તે રીતે ઉપાધિમાં ધકેલીને, પજવીને ઉદાસી કરીને નિવૃત્ત કરી દઇને પોતે સ્વતંત્રપણે વહિવટ કરવાનો મહામોહ જાગ્યો છે, એનુંજ આ પરિણામ છે. નહિ તો આવું અચાનક અતર્કિત બનવાનો સંભવ નથી. કમિટીમાં

કામ મૂકયા સિવાય અને ચર્ચા વિમર્શ કરી ઠરાવ કર્યા સિવાય એકલા પ્રમુખશ્રીએ સ્વતંત્રપણે જે આ કાયદાનો અભિપ્રાય લેવાની કાર્યવાહી કરી છે તે કાયદા વિરુદ્ધ અને શિષ્ટાચાર વિરુદ્ધ હોઈ અમોને માન્ય નથી, એટલો જ મુદ્દો કહેવાનો છે. આમાં અમારો અત્યંત તંત નથી, પરંતુ આચાર્ય આદિ સર્વ સભ્યો કાયદાનું અને શિષ્ટાચારનું પણ ધોરણ જાણી શકે અને ભવિષ્યમાં આવી ભૂલ ના થાય એટલા માટે આ અભિપ્રાય સપ્રમાણ સવિવેચન જણાવ્યો છે.

પંડયાશ્રીએ અભિપ્રાય પત્રમાં ૧–૨ પેરેગ્રાફથી જે લખાણ કર્યું છે, તે સ્કીમની કલમોને અનુસરીને કરેલું હોવાથી એમાં મારે કોઈ અભિપ્રાય આપવાનો રહેતો નથી.

(૩) " કમિટીમાં કોઇપણ સભ્યની ખાલી પડેલી જગ્યા પુરવાના કામ સિવાય આ પેટા ટ્રસ્ટનાં બધાં કામ બહુમતિથી કમિટીએ કરવાનાં છે. સભ્યની ખાલી પડેલી જગ્યા પુરવાનું કામ સભ્યોએ સર્વાનુમતે કરવાનું છે. આ ધોરણ મજકુર હુકમનામાના ત્રીજા પરિશિષ્ટના પેરા નં. ૨ ના પેટા પેરા ૪. ૫ માં દાખલ કરેલું છે. આ પ્રમાણે ટ્રસ્ટી નિમવાનું કાયદાનું પણ ધોરણ છે. ખાલી પડેલી જગ્યાએ ટ્રસ્ટી નિમવાનો હક્ક દરેક સભ્યોનો વ્યક્તિગત નથી પણ બધા હયાત ટ્રસ્ટીઓનો જોઈન્ટ હક્ક છે એવું ધોરણ મુંબઈ હાઈકોર્ટે નક્કી કરેલું છે."

આનો હવે વિશેષતઃ વિમર્શ કરવાનો છે—

કલમ (૪) કલમ ૩ ના ધારાને ધ્યાનમાં રાખીને સમિતિમાં ખાલી પડતી કોઇપણ જગ્યા માનદમંત્રીની જગ્યા સાથે સમિતિના બાકી રહેલા સભ્યો મારફત પુરવામાં આવશે. (૫) કલમ ૪ ના ધારા સિવાય સમિતીનો કોઈપણ નિર્ણય બહુમતિથી લેવામાં આવશે" આવા શબ્દો છે. આમાં ' સર્વાનુમતે" એવો શબ્દ સાક્ષાત્ નથી પરંતુ સભ્યની

નિમણુંક સિવાય બીજી બાબતમાં બહુમતિ શબ્દ લીધેલો હોવાથી સભ્ય નીમવાની બાબતમાં સર્વાનુમતિ સિદ્ધ થાય છે. વિવાદ માત્ર "બાકી રહેલા સભ્યો મારફત પૂરવામાં આવશે" આ શબ્દો ઉપર આવી રહે છે. આનો અર્થ અત્યાર સુધીના કાયદાનિષ્ણાત શિષ્ટોએ એવો કર્યો કે—કમિટીમાં જે હાજર હોય તે સર્વનો મત લેવો પડે. નહિ હાજરનો નહિ. આ અર્થ કાર્યસિદ્ધિને સાધનારો અપેક્ષિત ઉપયોગી જાણીને શિષ્ટોએ પ્રથમથી જ સ્વીકાર્યો છે અને તેનો અમલ શુદ્ધ બુદ્ધિથી કર્યો કરાવ્યો છે. તે અત્યાર સુધી ત્રીશ વર્ષથી અવિચ્છિન્ન અવિરોધ અશંક ચાલ્યો આવે છે. આમાં પંડયાશ્રી પ્રથમથી જ પ્રવિષ્ટ છે. હવે પંડયાશ્રી અત્યારે એવો અર્થ ઘટાવવા માગે છે કે – જેટલા મેમ્બરો હોય તે સર્વનો મત લેવો જોઇએ. એકલા કમિટી વખતે હાજર મેમ્બરોનો જ નહિ પણ ગેરહાજરનો પણ મત લેવો પડે. એટલે હાજર ગેરહાજરની ચર્ચા જ કરવાની નહિ. આ કમિટીમાં ૧૪ સભ્યો છે. તેમનો તમામનો મત જેતે રીતે લેવો જ જોઈએ એવો મુદ્દો કાઢે છે. આ અર્થ અત્યાર સુધીના આચાર, વિચાર, પ્રચારમાં નહિ આવેલ હોવાથી સર્વને નવીન વિચિત્ર લાગે એ સહજ છે. આવા મતભેદમાં નિર્ણયને માટે શિષ્ટાચાર જ ગ્રહણ કરવો પડે શિષ્ટોમાં તો આરંભ કાળથી પંડયાશ્રી નયનસુખલાલ હરિલાલ સોલીસીટર અને પંડયાશ્રી ઇશ્વરલાલ લાભશંકર વકીલ હતા કોઇપણ બાબત પૂર્વપરના પરામર્શ વિના વિમર્શ કરવામાં આવે છે તો અવળો અર્થ થઇ જવાનો પૂરો સંભવ છે. એ વિના નિર્ણય લઈ શકાય નહિ, માટે આમાં પણ પૂર્વાપરનું અનુસંધાન મેળવવાની આવશ્યકતા છે. આવી પરિસ્થિતિ હોવાથી પૂર્વનું અનુસંધાન પ્રથમ લઈએ—

સંવત ૧૯૯૨ આસો સુ. ૯ શનિવાર તા. ૨૪ ૧૪-૩૬ ની મિટીંગમાં ઉપપ્રમુખ કો. પુ. ધર્મસ્વરૂપદાસ શા. હરિજીવનદાસ, શા. નારાયણસ્વરૂપદાસ, રા. રા. પંડયાશ્રી નયનસુખલાલ સોલીસીટર,

પંડયાશ્રી ઇશ્વરલાલ વકીલ, પા. જશભાઈ સેક્રેટરી, આ ૭ સભ્યો હાજર હતા. આઠ ગેરહાજર હતા. આ મિટીંગમાં જુનાગઢના પુરાણી હરિદાસને સ્થાને કો. ખુશાલભક્તની નિમણુંક વધુ મતે કરી. એમાં એકલા પંડયાશ્રીએ આ ઠરાવ વખતેજ વિરોધ નોટ આ રીતે કરાવી છે–

રા. રા. ઇશ્વરલાલભાઈનો અભિપ્રાય એવો છે કે–સને ૧૯૧૧ થી એવો શિષ્ટાચાર હાલ સુધી છે કે–કમિટી ઉપર જે જગ્યા મેમ્બરની ખાલી પડે તે મેમ્બર સાધુ હોય તો તેની જગ્યાએ બીજા સાધુને મૂકવામાં આવ્યા છે. તે મેમ્બર બ્રહ્મચારી હોય તો તેની જગ્યાએ બીજા બ્રહ્મચારીને મૂકવામાં આવ્યા છે. તેમજ જે જે મેમ્બરો ત્યાગીવર્ગમાંથી જે તે વખતે નિમવામાં આવ્યા છે તેઓ સંપ્રદાયના વિદ્વાન્ ત્યાગીઓ હતા. હાલ પણ જૂનાગઢ દેશમાં પુ. પતિતપાવનદાસ, પુ. ધર્મજીવનદાસ, પુ. હરિનારાયણદાસ વિગેરે વિદ્વાન્ સાધુઓ વિગેરે છે. વડતાલમાં પણ શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસ, પુ. હરિપ્રસાદદાસ, વિગેરે વિદ્વાન્ સાધુઓ છે. તો **તે શિષ્ટાચારને અનુસરીને હોઇકોર્ટની ડીક્રીનો અર્થ કરવો જોઈએ.** રાજીનામુ આપનાર મેમ્બર પુ. હરિદાસની જગ્યાએ તેમનાજ વર્ગના એક સાધુઓમાંથી ઉપર જણાવેલ કોઈપણ વિદ્વાન્ સાધુને પસંદ કરવા જોઈએ. ઉપર જણાવેલા કારણોને લીધે કો. ખુશાલ ભક્તને હરિદાસની જગ્યાએ નિમવામાં મારો વિરોધ છે." આ રીતે આધુનિક સર્વ સભ્યોએ સમજવા જેવી વિરોધનોટમાં સને ૧૯૧૧ થી સને ૧૯૩૬ સુધીનું અનુસંધાન ( ૨૫ વર્ષનું ) મળતું લીધુ છે. આ વિરોધથી કો. ખુ.ની નિમણુંક અટકી ગઈ અને ચાર વર્ષે તેમના સ્થાને શા. કૃષ્ણસ્વરૂપદાસની નિમણુંક થઈ હતી.

ડીક્રીના અર્થ વિષયમાં બીજા કોઈ સભ્યો કાંઈ બોલ્યા નથી, એકલા પંડયાશ્રીજ બોલ્યા હોવાથી આ અર્થ વિષયમાં એજ જવાબદાર ગણાય. જે મીટીંગમાં બોલ્યા છે તેમાં સાધુને સ્થાને સાધુ અને બ્રહ્મચારીને સ્થાને બ્રહ્મચારી એટલો જ અર્થ નથી પણ સર્વાનુમતિનો

અર્થ પણ અંદર આપો આપ આવી જાય છે. એક તરફ પાંચ હતા અને એક તરફ એક હતા. સર્વાનુમતે ન થવાથી એ કામ અટકી ગયું, જે હાજર તેમની જ અનુમતિ મેળવવાની હતી. ગેરહાજરની મેળવવાની ન હતી. આમાં સને ૧૯૧૧ થી ૧૯૩૬ સુધીના ચાલ્યા આવતા શિષ્ટાચારનું અનુસંધાન લેવામાં આવ્યું છે. સને ૧૯૩૫માં પાઠશાળાની સ્કીમ થઈ. આ પહેલાં ૨૫ વર્ષ પહેલાની આ વાત છે. આ રેકર્ડ બહુ જૂનું પ્રમાણ તરીકે ગ્રહણ કર્યું છે. આમાં પંડયાશ્રીએ સને ૧૯૧૧ નું અનુસંધાન લીધેલું હોવાથી આ સ્કીમ પૂર્વે પણ એક કમિટી ૧૪ સભ્યોની ચાલતી હતી, એવો પુરાવો મળી આવે છે. તેમાં કેટલાક ધારા પણ ઘડયા છે. "કમિટીનું કોરમ પાંચ સભાસદ જાતે હાજર રહેલાનું થશે. પ્રમુખ, ઉપપ્રમુખ, બે ત્યાગીઓ અને બે ગૃહસ્થ, કમિટીમાં સભાસદ તરીકેની ખાલી પડેલી જગ્યા કમિટીમાં બાકી રહેલા બીજા સભાસદથી તે સભાસદની જગ્યા પુરાશે" વિગેરે.

તકરારી મીટીંગ તા. ૩–૧–૬૫ ની હતી. આ દીર્ઘ દૃષ્ટિએ દેખીએ તો ૫૫ વર્ષ પુરાં થાય છે. એટલે આ વાત ૫૫ વર્ષ પહેલાંની બહુ જૂની સાબીત થાય છે. મિટીંગ વખતે જે હાજર હોય તે જ બીજા સભ્યને સર્વાનુમતે નીમતા આવ્યા છે. કોઈને ગૃહે મત મેળવવા માટે કે આજીજી કરવા કે પગચંપી કરવા ગયા નથી. આ રીતનો શિષ્ટાચાર ૫૫ વર્ષથી ચાલુ છે. બીજા ભલે ના માને પણ પંડયાશ્રીને તો અવશ્ય માન્ય હોવો જ જોઈએ.

વળી પંડયાશ્રી સંવત ૧૯૯૨ ની મીટીંગમાં "શિષ્ટાચારને અનુસરીને કોર્ટની ડીક્રીનો અર્થ કરવો જોઈએ" એમ ડીક્રી કરતાં પણ શિષ્ટાચારને અધિક પ્રમાણ માને છે. સને ૧૯૧૧ થી ૧૯૬૫ સુધીમાં જે કોઈ શિષ્ટો કમિટીમાં આવ્યા છે. ૫૫ વર્ષની કારકીર્દીમાં એવો એક પણ પુરાવો થયો નથી કે હાજર ગેરહાજર સર્વનોજ મત મેળવ્યો હોય. આ શિષ્ટાચાર હવે કોઈ રાગ દ્વેષવશાત્ કે વિપરીત મતિના

પ્રભાવથી અશિષ્ટાચાર કહેવા જાય તો તે મહા સાહસ કહેવાશે અને શિરોમાન્ય પૂર્વ શિષ્ટોને માથે મહાદોષનું આરોપણુ કર્યું કહેવાશે. બીજા અજ્ઞ લોકો ભલે અત્યારે અવળું બોલે તેનું કાંઈ નહિ પણ શિષ્ટાચારને ડીક્રીના (હુકમનામાની) અપેક્ષાએ અધિક માનતા વકીલ પંડયાશ્રી અને તેમના અનુયાયીઓએ તો બોલાય તેમ નથી. બોલ્યું તો પાળવું જ પડશે. ન પાળે તો પ્રતિજ્ઞાનો ભંગ થતાં પ્રતિષ્ઠાને પ્રત્યાઘાત પહોંચશે. આ બધુ બહુ વિચારવાનું છે. જેમ તેમ બોલીને રાજી થવાનું નથી. અમારે તો આ વિષયમાં પંડયાશ્રી વકીલ પરમ પ્રમાણુ છે અને એ પ્રમાણેજ અમારે મતે કાયદો છે.

સને ૧૯૩૫ પહેલાંની કમિટીમાં બનેલા કેટલાક બનાવો જાણવા જેવા હવે નોંધવામાં આવે છે—

પાઠશાળા સ્થાપવાનો પ્રથમ ઠરાવ સને ૧૯૦૯માં (સં. ૧૯૬૫)માં સત્સંગમહાસભાએ નિમેલી ૬૪ જણુની ત્યાગી ગૃહી મીટીંગમાં આ. શ્રીપતિપ્રસાદજીના પ્રમુખપદે થયેલો. તે પછી મિટીંગ બોલાવતાં ૩૩ જણા આવેલા. તેમણે સર્વાનુમતે ૧૧ જણુની કમિટી વહીવટ માટે નિમેલી. ૩૩ સભ્યો ૬૪ ના મત લેવા ગયા નથી અને ૬૪ સભ્યો સત્સંગમહાસભાનો મત લેવા ગયા નથી. જેની હાજરી હતી તેમનો જ મત લેવામાં આવ્યો છે. એ કમિટી વળી થોડા માસ ચાલી. તે પછી વળી ૩૧–૧૨–૧૧ દિને ૧૪ જણાની કમિટી નિમેલી. ધ. ધુ. આચાર્ય શ્રીપતિપ્રસાદજી પ્રમુખ, કો. ચતુરભગત ઉપપ્રમુખ, શા. મુનીશ્વરાનંદજી, શા. ધર્મતનયદાસજી, પુ. રઘુનાથચરણદાસજી, શા. યોગેશ્વરદાસજી, પુ. હરિસ્વરૂપદાસજી, શેઠશ્રી વસનજી કરમશી, રા. રા. જજ સાહેબ ઝવેરીલાલભાઈ લલ્લુભાઇ, પંડયાશ્રી દોલતરામ કીરપાશંકરભાઇ, રા. બા. નારાયણભાઈ લલ્લુભાઇ ( મહુધા ) શેઠ લવજીભાઈ મેઘજીભાઇ, શેઠ નરોત્તમભાઇ દામોદરદાસ, સેક્રેટરી દવે શ્રી ચીમનલાલ કૃપાશંકરભાઇ ( આણંદ ) આ ૧૪ સભ્યો નક્કી થએલા. " જે વખતે જે આચાર્ય

હોય તે પ્રમુખ, જે વખતે જે કોઠારી હોય તે ઉપપ્રમુખ, તેઓએ બહુમતિથી કાર્ય કરવું. પણ એમ ઠરાવ્યું છે કે–અધ્યક્ષ કે ઉપાધ્યક્ષ હાજર હોય તો...અને તેમની સાથે બે ત્યાગી અને બે ગૃહસ્થ હોય તો પાંચનું કોરમ ગણવું. આ કમિટીમાંથી જે કોઇ મેમ્બરની જગ્યા ખાલી પડે તો સત્સંગમહાસભા તે જગ્યા પૂરે. ત્યાં સુધી ખાલી પડેલી જગ્યા માટે કમિટીના મેમ્બરોએ બહુમતિથી મેમ્બર નિમવા " એવો પણ ઠીક ઠરાવ કર્યો છે. આ જોતાં મિટીંગ વખતે જે હાજર હોય તે જ સભ્યોનો મત ગણવા ઠરાવે છે.

સંવત ૧૯૮૩ ના માગસર વદી ૯ મંગળવાર તા. ૨૮–૧૨–૨૬ ના રોજ મિટીંગ મળી. તેમાં આ. શ્રીપતિપ્રસાદજી, કો. ચતુરભગત, શા. યોગેશ્વરદાસજી, પુ. રઘુનાથચરણદાસ, રા. બા. નારાયણભાઇ, શેઠ લવજીભાઈ, શેઠ નરોત્તમભાઈ, દવે ચીમનલાલ સેક્રેટરી, આ આઠ સભ્યો હાજર હતા. આ મુજબ હાજર સભ્યોની કમિટીનું કામ શરૂ કર્યું. ૧. અક્ષરનિવાસી થયેલા ત્યાગી મેમ્બરો પુ. હરિસ્વરૂપદાસજી, શા. મુનીશ્વરનંદજી, શા. ધર્મતનયદાસજીની જગ્યાએ શા. હરિજીવનદાસજી, બ્ર. પુ. ચૈતન્યાનંદજી, પુરાણી હરિદાસજી, આ ત્રણને સર્વાનુમતે નિમવામાં આવે છે. તથા ગૃહસ્થ મેમ્બરો પૈકી રા. રા. પંડયા દોલતરામભાઈ તથા રા. રા. ઝવેરીલાલભાઇ તેમની જગ્યાએ રા. રા. નયનસુખલાલ હરિલાલ પંડયા તથા પા. મણીભાઈ છોટાભાઈને સર્વાનુમતે નિમવામાં આવે છે. આ મીટિંગમાં હાજર સભ્યો ૮ હતા. સભ્યોની સંખ્યા તો ૧૪ હતી. હાજર રહેલા આઠ જણાએ જ પાંચ જણાની એક સાથે નિમનોક કરી છે. આમાં સર્વાનુમતે શબ્દનો પ્રયોગ કર્યો છે. અર્થ તો મિટીંગ વખતે હાજર એવો જ માનવામાં આવ્યો છે. આ શિષ્ટાચાર ઠેઠ સને ૧૯૬૫ થી ચાલુ જ છે.

ઉપર મુજબના ૧૪ મેમ્બરો આ. શ્રીપતિપ્રસાદજી, કો. ચતુર ભગત, શા. યોગેશ્વરદાસજી, પુ. રઘુનાથચરણદાસજી, પુ. ચૈતન્યાનંદજી,

શા. હરિજીવનદાસજી, પુ. હરિદાસજી, શેઠ વસનજીભાઈ, રા. બા. નારાયણભાઇ, શેઠ લવજીભાઈ, શેઠ નરોતમભાઇ, પંડયાશ્રી નયનસુખલાલભાઈ, પા. મણીભાઈ, દવે ચીમનલાલ સેક્રેટરી, આ રીતે નક્કી થયા.

સંવત્ ૧૯૮૪ ના પોષ સુદી ૭ ને શુક્રવાર તા. ૩૦-૧૨-૨૮ ના રોજ મિટીંગ મળી એમાં આ. શ્રીપાતપ્રસાદજી, કો. ચતુરભગત, શા. યોગેશ્વરદાસજી, પુ. રઘુનાથચરણદાસજી, શા. હરિજીવનદાસજી, પા. મણીભાઈ, પંડયાશ્રી નયનસુખલાલ, શેઠ નરોત્તમદાસ, દવે ચીમનલાલ સેક્રેટરી, આ નવ સભ્યોએ સદ્ગત નારાયણભાઈની જગ્યાએ પંડયાશ્રી વકીલ ઈશ્વરલાલની નિમણુંક સર્વાનુમતે કરી. મિટીંગ વખતે હાજર રહેલા સભ્યો જ સર્વાનુમતિમાં ગણવામાં આવ્યા છે. ગેરહાજર પાંચ હતા તેમનો મત લેવા પંડયાશ્રી કોઈના ઘરે ગયા નથી. પંડયાશ્રીની નિમણુંક આવી બહુમતિએ શિષ્ટાચાર પ્રાપ્ત છે. આનો અર્થ અન્ય થઈ શકતો નથી. પોતે અત્યારે અન્ય અર્થે થયેલા કાયદાના બળથી જેવી સર્વાનુમતિ ઇચ્છે છે એવી સર્વાનુમતિ ગણી નથી. હવે વિવાદનો અંત આવે છે. આજ શિષ્ટાચાર શ્રેષ્ઠ છે. આથી બીજું શું પ્રમાણ જોઈએ ? પંડયાશ્રી માટે તો આ સ્વતઃ પ્રમાણ પર્યાપ્ત છે.

ઉપર મુજબની નિમણુંક થયા પછી આ પુણ્ય સંસ્થાનું કોઈ હિત કરવાની વાંછાથી પ્રમુખ આચાર્યશ્રી ઉપર પત્ર લખ્યો, “તમારો દ. શા. ક. ર. નં. ૯ વાળો કાગળ ૧૦-૪-૨૮ મીએ મળ્યો. સદર કમિટીએ પોતાની તા. ૩૦-૧૨-૨૭ રોજની મિટીંગમાં કરેલા ઠરાવની ખબર મને લગભગ સાડાત્રણ મહિના પછી તા. ૧૦-૪-૨૮ રોજ આપવામાં આવી છે. તેથી જણાય છે કે સદરહુ કમિટીની વ્યવસ્થા અને ગતિ ઘણી જ મંદ છે.” એવો ઠબકો આપ્યો છે. નિમાયા પછી પાઠશાળા અંગેની સઘળી ખરી નકલો અને મેમ્બરોનાં નામો માગવાથી કોઠારી ચતુરભગતે નવ કાગળો સ્કીમની અંગ્રેજી નકલ સાથે પા. ભીખાભાઇ સાથે મોકલી આપ્યા છે.

સંવત્ ૧૯૮૫ ના માગસર વદી ૧૦ ને શનિવાર તા. ૫–૧–૨૮ મીએ મિટીંગ મળી. તેમાં દશ સભ્યો આ. શ્રીપ્રાતપ્રસાદજી સાથે હાજર છે. તેમાં પંડયાશ્રી પણ હાજર છે. તેમાં પુ. રઘુનાથચરણદાસજીની જગ્યાએ પુ. વાસુદેવચરણદાસજીની નિમણુંક સર્વાનુમતે કરી છે. આમાં પણ ઉપર્યુક્ત બાબત આનુપૂર્વીથી અનુસ્યૂત છે. પંડયાશ્રીએ અમુક કાગળોની માંગણી કરી છે.

સંવત ૧૯૮૬ પોષ સુદી ૧ મંગળવાર તા. ૩૧–૧૨–૨૯ મીએ મિટીંગ મળી. તેમાં કો. ચતુરભગત, ઉપપ્રમુખ શા. યોગેશ્વરદાસજી, બ્ર. પુ. ચૈતન્યાનંદજી, શા. હરિજીવનદાસજી, પુ. વાસુદેવચરણદાસજી, પા. મણીભાઈ, આટલા સભ્યો હાજર હતા. હવે સેક્રેટરી ચીમનભાઈનું રાજીનામું આપવાથી પા. જસભાઈ મકનદાસની સેક્રેટરી પદે નિમણુંક સર્વાનુમતે કરી. ( જે સત્તા અધિકારથી ચીમનભાઇ કામ કરતા હતા તે સત્તાથી પા. જસભાઈને નિમવામાં આવ્યા છે. ) એવો પણ ઠરાવ કર્યો. આમાં આચાર્યશ્રીની હાજરી નથી. સભ્યો છ જ હતા, એટલે અર્ધા પણ હાજર ન હતા. તથાપિ મંત્રી નિમવાનો મહાપ્રશ્ન ઉકેલી મેલ્યો છે. આ નિમણુંક વખતે આ. શ્રીપતિપ્રસાદજી હાજર હતા નહિ તથાપિ આ નિમણુંક સ્વીકારી લીધી છે, આ નિમણુંક જેવી જ પા. ગોરધનભાઈની સેક્રેટરીપદે તા. ૩–૧–૬૫ દિને થઈ છે તે આ. નરેન્દ્રપ્રસાદજીના પ્રમુખપદે છે એટલો વિશેષ છે. પિતાના પિતા ને ગુરુના ગુરુ આ. શ્રીપતિપ્રસાદજીએ કરેલ નિમણુંક જેમ સ્વીકાર્ય થઈ છે તેમ આ નિમણુંક પણ થવી જોઈએ. પિતા પ્રપિતાએ જે પ્રથા બંધારણ અંગીકાર કર્યું છે તે તેમના સ્થાને વિરાજેલા આચાર્યે પણ સ્વીકારવું જોઇએ. આમાં પણ સર્વાનુમતિનો અર્થ હાજર મેમ્બરો એવોજ ગ્રહણ કરવામાં આવ્યો છે. નિમણુંક પણ સામાન્ય નહિ પણ અગત્યની મંત્રીશ્રીની મહાન્ છે. હવે આમાં અન્ય પૂરાવાની જરૂર રહેતી નથી.

સંવત ૧૯૮૭ ના પોષ સુદી ૧૪ શનિવાર તા. ૩-૧-૩૧મીએ મળેલી મિટીંગમાં ઠરાવ કર્યો કે તા. ૩૧-૧૨-૨૯ ની મીટીંગમાં હવે ચીમનભાઈની જગ્યાએ પા. જસભાઈની સેક્રેટરીપદે નિમણુંક કરી છે તેમાં એક ગૃહસ્થ પા. મણીભાઈ છે. કોરમમાં બે ગૃહસ્થ જોઈએ તે નથી. એટલે ઠરાવની સ્થિતિ રદ થવા જેવી આવી. જેથી આ કમિટીએ પૂર્વ કમિટીએ કરેલી મંત્રીની નિમણુંક તેમજ તેને આધારે કરેલા તમામ કાર્યો કમિટીએ કરેલા તમામ ઠરાવોને બહાલી આપી છે, એમ કરીને વર્ષને અંતે કાયદેસર કર્યું છે.

દ. શા. ક. ર. નં. ૧/૮૮ ૨૫-૧૨-૩૧ ના રોજ આ. આનંદપ્રસાદજી, કો. ચતુર ભગત, પુ. હરિદાસ, શા. યોગેશ્વરદાસજી, પુ. ચૈતન્યાનંદજી, શા. હરિજીવનદાસજી, પુ. વાસુદેવચરણદાસજી, પા. મણીભાઇ, પંડયાશ્રી ઇશ્વરલાલ વકીલ, પંડયાશ્રી નયનસુખલાલ, શેઠ નરોત્તમદાસ, શેઠ લવજીભાઈ, શેઠ વસનજીભાઈ, સેક્રેટરી જશભાઈ પટેલ, આ ચૌદ સભ્યો નક્કી થયા.

ઉપર પ્રમાણે સને ૧૯૯૯ થી પૂર્વનું અનુસંધાન નવા સભ્યના નિયોગમાં લીધું. હવે અપરનું અનુસંધાન લઈએ—પહેલવહેલી કમિટી ૧૯૯૧ ચૈત્ર વદી ૩ ને રવિવાર તા. ૨૧-૪-૩૫ હાઈકોર્ટની સ્કીમ મુજબ શરૂ થઈ.

સંવત ૧૯૯૨ પોષ સુદી ૨ શુક્રવાર તા. ૨૭-૧૨-૩૫ ના રોજ મિટીંગ મળી. તેમાં કો. પુ. ધર્મસ્વરૂપદાસજી ઉપપ્રમુખ, શા. હરિજીવનદાસજી, શા. નારાયણસ્વરૂપદાસજી, પંડયા નયનસુખલાલ, પંડયા ઈશ્વરલાલ, પા. જસભાઈ સેક્રેટરી, આ સભ્યોની હાજરી છે. પા. મણીભાઈ છોટાભાઈનો અક્ષરવાસ થતાં તેમની જગ્યાએ અમીન હરિકૃષ્ણભાઇ મુળજીભાઇની નિમણુંક સર્વાનુમતે કરી. આમાં પ્રમુખશ્રી આ. આનંદપ્રસાદજી હાજર નથી. આઠ મેમ્બરોની હાજરી નથી. હાજર મેમ્બરોનો જ મત લેવામાં આવ્યો છે. ઘેર બેઠેલાનો મત લેવાની

તજવીજ અમીનશ્રી કરવા ગયા નથી. સર્વાનુમતિનો અર્થ એવો જ નિશ્ચિત કરવામાં એકમતિ છે. જેવી અમીનશ્રીની નિમણુંક છે તેવીજ પા. ગોરધનભાઈની સેક્રેટરીપદે નિમણુંક થઇ. અણુમાત્ર ફેર નથી. હવે અમીનશ્રી સેક્રેટરીશ્રીની નિમણુંકમાં વિરોધ–વાંધો ઉઠાવે તો સેક્રેટરીશ્રી પણ ઉઠાવી શકે છે, કેમકે સમાન હક્ક કાયદો તો સર્વને માટે છે. અમીનશ્રીને ગેરહાજર આઠ જણાની સંમતિ લેવાની હોત તો તેઓ સભ્યપદે ચુંટાત ખરા ? એકાદ ગેરહાજર વિરોધી મળી આવત. જેમ અમીનની નિમણુંકમાં ૨૮ વર્ષ સુધી કોઈએ વાંધો વિરોધ ઉઠાવ્યો નથી તેમ તેમણે પણ ઉઠાવવો જોઈએ નહિ. હવે અમીનશ્રી સેક્રેટરીની નિમણુંક રદ કરવા માગે છે તેમજ સેક્રેટરી પણ માગવા હક્કદાર છે. કેમ કે, ન્યાય એક પ્રકારનો છે, જુના નવાનો ભેદ કશા કામનો નથી. માટે સમજી જાય તો ઘણું સારું છે.

સંવત ૧૯૯૬ ના વૈશાખ વદ ૮ બુધવાર તા. ૨૯–૫–૪૦ ના રોજ મીટીંગ મળી. આમાં આ. આનંદપ્રસાદજી પ્રમુખ, કો. પુ. ધર્મસ્વરૂપદાસજી ઉપપ્રમુખ, શા. યોગેશ્વરદાસજી શા. હરિજીવનદાસ, શા. નારાયણસ્વરૂપદાસજી, પંડયાશ્રી નયનસુખલાલ, પા. જશભાઈ સેક્રેટરી, આ સાત સભ્યોની સન્નિધિ હતી. શેઠ નરોત્તમદાસની જગ્યાએ જમનાદાસ વસનજી ઠક્કર (૧) પુ. હરિદાસજીની જગ્યાએ શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસજી (૨) શેઠ લવજીભાઈની જગ્યાએ પા. ભીખાભાઈ ઝવેરભાઇ (૩) બ્ર. પુ. ચૈતન્યાનંદજીની જગ્યાએ શા. આત્માનંદજી, આ ચાર જણાની નિમણુંક એક સાથે સર્વાનુમતે થઈ, સર્વાનુમતિનો અર્થ શિષ્ટસંમાન્ય આ નિમણુંકથી સ્પષ્ટ થાય છે. એક સાથે ચાર નિમણુંક થઈ તેમાં કોઈ વિવાદમાં ઉતાર્યા નહિ એ સમજવા જેવી સંપ સલાહની વાત છે.

સંવત્ ૧૯૯૯ ના માગસર વદી ૮ બુધવાર તા. ૩૧–૧૧–૪૨ ના રોજ કમિટી મળી. તેમાં આ. આનંદપ્રસાદજી પ્રમુખ, શા. હરિજીવનદાસજી, શા. નારાયણસ્વરૂપદાસજી, શા. આત્માનંદજી, પા. ભીખાભાઇ,

પંડયા વકીલ ઈશ્વરલાલભાઇ, પા. જસભાઇ સેક્રેટરી, આ સાત સભ્યો હાજર છે. શા. યોગેશ્વરદાસજીની જગ્યાએ પંડયાશ્રીની ભલામણથી શા. હરિબલદાસજીની નિમણુંક સર્વાનુમતે કરવામાં પણ એક જ વસ્તુ અનુસ્યૂત વ્યવસ્થિત છે.

સંવત્ ૧૯૯૯ ચૈત્ર વદી ૫ ને રવિવાર તા. ૨૫-૪-૪૩ દિને મિટીંગ મળી. તેમાં કો. પુ. ધર્મસ્વરૂપદાસજી ઉપપ્રમુખ, શા. હરિજીવનદાસજી, શા. કૃષ્ણસ્વરૂપદાસજી, શા. આત્માનંદજી, શા. હરિબલદાસજી, વકીલ ઈશ્વરલાલભાઇ, શેઠ જમનાદાસ, પા. ભીખાભાઈ, આ આઠ સભ્યોની હાજરી છે. ૭ ગેરહાજર છે. પંડયાશ્રી નયનસુખલાલનું રાજીનામું આવવાથી તેમને સ્થાને વકીલ શ્રી મણીલાલ ભાલજાની નિમણુંક સર્વાનુમતે કરી. આમાં પ્રમુખશ્રીની હાજરી નથી, કાયદા કુશળ સોલીસીટરને સ્થાને વકીલશ્રી આવ્યા. સર્વાનુમમતિનો અર્થ તો શિષ્ટાચારપ્રાપ્ત અનુસ્યૂત છે. વકીલ મણીભાઈની નિમણુંક જેમ સર્વાનુમતે થઇ તેમ બીજા સભ્યની નિમણુંક કાયમ રહેવી જોઈએ. ડીકીનો અર્થ એવોજ ઘટાવ્યો છે. એટલે અન્ય વિચાર કરવાનો રહેતો નથી. બીજા ગમે તે બોલે કે કરે પરંતુ ભાલજા વકીલથી તો બીજું બોલાય તેમ નથી. કેમકે એમની નિમણુંક એવા અર્થની સંગત છે.

સંવત ૨૦૦૬ ના પોષ સુદી ૬ રવિવાર તા. ૨૫-૧૨-૪૮ દિવસે સભા મળી. શા. કો. હરિજીવનદાસ ઉપપ્રમુખ, શા. નારાયણસ્વરૂપદાસ, શા હરિબલદાસ, પા. ભીખાભાઈ, શેઠ જમનાદાસ, પા. જશભાઈ સેક્રેટરી, આ ૭ સભ્યો હાજર છે, આઠ ગેરહાજર છે. પંડયા વકીલશ્રીનું રાજીનામું આવવાથી સુરતના શેઠ છબીલદાસ હરગોવિંદદાસ મીઠાવાળાની નિમણુંક સર્વાનુમતે કરી. આમાં પ્રમુખશ્રીની હાજરી નથી, અર્થ તો એનો એ જ ચાલુ છે.

સંવત ૨૦૧૮ ના માગસર વદી ૯ તા. ૩૧-૧૨-૬૧ ના દિને કમિટી ભરાઈ. તેમાં કો. શા. હરિબળદાસજી ઉપપ્રમુખ, શા. હરિજીવન-

દાસજી, શા. નારાયણસ્વરૂપદાસ, પા. ભીખાભાઇ, અમીન હરિકૃષ્ણભાઈ, વકીલ મણીલાલ ભાલજા, શેઠ છબીલદાસ, પા. જસભાઈ મંત્રી, આ આઠ સભ્યો હાજર છે. શેઠ વસનજીભાઈનો અક્ષરવાસ થવાથી તેમને સ્થાને શેઠ અભેચંદભાઈ દુર્લભભાઈ ( ગાંધી સન્સ ) ની નિમણુંક સર્વાનુમતે થઇ. સર્વાનુમતિનો સત્યાર્થ અનુસ્યૂત એવો ચાલ્યો આવે છે કે મિટીંગ વખતે હાજર હોય તે જ. આમાં હવે શંકાને સ્થાન રહેતું નથી. આ છેલ્લી નિમણુંક છે. આમાં પ્રમુખશ્રીની હાજરી નથી છતાં નિમણુંક સ્વીકારી લીધી છે.

અમીનશ્રી હરિકૃષ્ણભાઇ, શા. હરિબળદાસ, વકીલ મણીલાલ ભાલજા, આ ત્રણની નિમણુકમાં પંડયા વકીલશ્રીની હાજરી છે. અમીન હરિકૃષ્ણભાઈ તથા એક સાથેની ચાર નિમણુકમાં પંડયાશ્રી નયનસુખ-લાલ સોલીસીટરની હાજરી છે. શેઠ અભેચંદભાઇની નિમણુકમાં વકીલ ભાલજાની હાજરી છે. એક સાથેની ચાર નિમણુકમાં તથા શા. હરિબળદાસની નિમણુકમાં આચાર્ય આનંદપ્રસાદજીની હાજરી છે. આ રીતે અપર નિમણુક સર્વાનુમતે થઈ છે. અત્યાર સુધી વિરોધ-ગંધનો પ્રસ્તાવ પણ નથી. આ. નરેન્દ્રપ્રસાદજીની હાજરીમાં એક સેક્રેટરીની નિમણુક સર્વાનુમતે યથાપૂર્વ થઇ છે તથાપિ ત્યાંથી ભારત રણ રચાયો છે. એ જાણવા જેવી બાબત છે.

આ સ્કીમનો અમલ ૨૧-૪-૩૫ થી શરૂ થયો. પા. મણીભાઈને સ્થાને અમીન હરિકૃષ્ણભાઈ, શેઠ નરોત્તમભાઈને સ્થાને શેઠ જમના-દાસ ભાઈ, શેઠ લવજીભાઇને સ્થાને પા. ભીખાભાઈ, પુ. હરિદાસને સ્થાને શા. કૃષ્ણસ્વરૂપદાસ, બ્ર. પુ. ચૈતન્યાનંદજીને સ્થાને શા. આત્માનંદજી, પંડયાશ્રી નયનસુખલાલને સ્થાને વકીલ મણીભાઈ, શા. યોગેશ્વરદાસજીને સ્થાને શા. હરિબળદાસ, વકીલ ઈશ્વરલાલને સ્થાને શેઠ છબીલદાસ, શેઠ વસનજીને સ્થાને શેઠ અભેચંદભાઈ, સેક્રેટરી પા. જશભાઈને સ્થાને પા. ગોરધનભાઈ, આટલી નિમણુક વીસ વર્ષમાં

સર્વાનુમતે થઈ છે. શા. કૃષ્ણસ્વરૂપદાસને સ્થાને કરવાની નિમણુક મતભેદને લીધે બંધ છે. શા. હરિજીવનદાસ તથા શા. નારાયણસ્વરૂપદાસ, આ બે સભ્યો સ્કીમના આરંભથી ચાલુ છે. તેમાં હરિજીવનદાસ તો સ્કીમ પહેલેથી ( સં. ૧૯૮૩થી ) ચાલુ છે. અત્યારે એક સિવાય ૧૩ સભ્યો પ્રમુખ ઉપપ્રમુખ સાથે ચાલુ છે, પંડયાશ્રી પ્રકાશિત કાયદા પ્રમાણે તો હવે કોઈ નવો નિમવાની શકયતા નથી. સદ્ગત સ્થાન ખાલી પડી રહેશે. પરમેશ્વર કરે તો કહેવાય નહિ. આ સંક્ષિપ્ત ઇતિહાસ સભ્યોએ સમજવા જેવો સમ્યક્ છે.

આ રીતે સને ૧૯૩૫ થી ૧૯૬૫ સુધીનો ઉપરોક્ત શિષ્ટાચાર મજબૂત છે. સ્કીમના આરંભથી હાલ સુધીની નિખિલ નિમણુકો સર્વાનુમતિએ થઈ છે. આમાં સર્વાનુમતિનો સદર્થ મીટીંગમાં હાજર માટે ઘટાવ્યો છે, ગેરહાજર માટે નહિ. આવા સર્વશ્રેષ્ઠ શિષ્ટાચારને પ્રબળ પ્રમાણપણે પરિગ્રહીને, તેને અનુસારે ડીક્રીનો અર્થ ઘટાવવાનું પંડયા વકીલશ્રી ભણે છે તે બરોબર બંધબેસતું થાય છે. સને ૧૯૧૧ થી ૧૯૬૫ સુધીનું સળંગ અનુસંધાન લઇએ તો એકધારો, એકાભિપ્રાયવાળો, એકજ કાયદો અને એકજ શિષ્ટાચાર અનુસ્યૂત સર્વ રીતે મળતો બંધબેસતો આવે છે. ઉપરનો શિષ્ટાચાર એકાદ વર્ષનો અલ્પ નહિ પણ ૫૫ વર્ષ સુધીનો બહુ લાંબો ચાલ્યો આવે છે. એમાં કોઇને શંકા અંકુર પણ ઊઠયો નથી.

" શિષ્ટાચારને અનુસારે ડીક્રીનો અર્થ કરવો જોઈએ." આ જે પંડયાશ્રીની મુખ્ય માન્યતા છે તે કપોલકલ્પિત ( ઉટાંગ ) નહિ પણ સચ્છાસ્ત્રાનુસારી સંપ્રદાયાભિમત છે. શ્રુતિ–સ્મૃતિમાં બહુવિધ ધર્મો કહ્યા છે, તેમાં દેશ કાળની વિગુણતામાં શિષ્ટાચાર જ ધર્મ વિષયનો નિર્ણય કરી આપનાર છે."..." तर्कोऽप्रतिष्ठः श्रुतयोऽपि भिन्नाः नैको मुनिर्यस्यं वचःप्रमाणम् । धर्मस्य तत्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः ॥" (ભારત) " જે તર્ક છે તે પ્રતિષ્ઠાશૂન્ય છે. એની કશી

સ્થિરતા નથી. એક ઉપર બીજો, બીજા ઉપર ત્રીજો. એમ તર્ક કરનાર મળી જ રહે. માટે વ્યાસમુનિએ, " तर्काऽप्रतिष्ठानात " આ સૂત્રથી તર્કથી નિર્ણય લેવાની ના કહી છે. શ્રુતિઓ પણ પરસ્પર વિરુદ્ધ અર્થને કહેનારી છે. મુનિ–સ્મૃતિ ભાષ્ય આદિકથી વ્યાખ્યાનકર્તા ઋષિ પણ એક નથી પણ અનેક છે, જેથી એકનું વચન પ્રમાણ માની શકાય, એટલે તે પણ સ્વસ્વભાવને અનુસરે પરસ્પર વિરુદ્ધ અર્થને કહેનારા છે. માટે મહાજન ( સાધુપુરુષ ) જે માર્ગે ગયા હોય એ જ માર્ગ શ્રેષ્ઠ છે." એમ શિષ્ટાચારનું પ્રામાણ્ય માન્યું છે. ગીતામાં " यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥" " શ્રેષ્ઠ પુરુષ જે જે ધર્મને આચરે છે તેને બીજો અશ્રેષ્ટ જન પણ આચરે છે. શ્રેષ્ટ પુરુષ જેને પ્રમાણ તરીકે માને છે તેને બીજો અજ્ઞ લોક પણ અનુવર્તે છે." "શ્રુતિ–સ્મૃતિમાં પ્રતિપાદન કરેલો જે સંતોનો આચાર છે તેને જ ધર્મ કહે છે." " साधूनां समयश्चापि प्रमाणं वेदवत् भवेत् " એમ સાધુ પુરુષના આચરણને વેદવત્ પ્રમાણ માન્યો છે. વળી રાજધર્મમાં–" કોઇ દેશ પોતાના કબજામાં આવે તો રાજાએ તે દેશમાં જે આચાર વ્યવહાર અને કુળસ્થિતિ ચાલી આવતી હોય તે પાલન કરવી, અન્યથા કરવામાં અનેક કલેશો આવે." વળી " કેવળ ધર્મશાસ્ત્રને અનુસારે નિર્ણય લેવો નહિ, પ્રાચીન જે દેશ જાતિ કુળના આચારો હોય તે પણ પરિપાલન કરવા." એમ પણ છે. આ સર્વેનો પૂર્વાપરનો વિમર્શ કરીએ તો પંડયા વકીલશ્રી શિષ્ટાચારને ડીક્રી કરતાં પણ અધિક માને છે તે બહુ યોગ્ય છે. ડીક્રીનો અર્થ શિષ્ટાચારને અનુસારે જ ઘટાવવો જોઇએ અને પૂર્વજોએ એ રીતે ઘટાવ્યો છે. એવો એમનો અતિશુદ્ધ અભિપ્રાય નવનીતવત્ તરી આવે છે. આથી બીજું શું પ્રમાણ જોઈએ ?

" જે પુરુષ જેવા ગુણવાળો હોય તેને તેવા કાર્યમાં વિચારીને યોજવો." આ શ્રીહરિવચનાનુસારે આવી કાયદાની બાબતમાં જે અભિજ્ઞ

હોય એમને જ યોજવા જોઈએ. એમ અવધારીને આરંભથી હાલ સુધીના સમયમાં તેવા શિષ્ટ શ્રેષ્ઠ મહાપુરુષોની નિમણુંક બહુધા કરતા આવ્યા છે. પાઠશાળાના વિષયમાં પ્રથમથી પંડયાશ્રી નયનસુખલાલભાઈ સોલીસીટર અને પછી પંડયાશ્રી ઈશ્વરલાલભાઈ વકીલ હતા. સોલીસીટર તો ડીક્રી કરવાના કાર્યમાં પ્રમુખ્ય હતા. તે પછી રા. રા. જમનાદાસભાઇ ઓડીટર્સ, વકીલ મણીલાલભાઈ વિગેરે સભ્યો ઉત્તરોત્તર નિમાતા આવ્યા છે. આ શિષ્ટોએ જેવું આચરણ કર્યું છે, તેને બીજા લોકો અનુસર્યા છે અને તેમણે જેને પ્રમાણ કર્યું છે તેને અન્ય લોકો અનુસર્યા છે. નડીયાદના બન્ને પંડયાશ્રી કમિટીમાં ઘણો કાળ રહીને નિર્વંદથી નિવૃત્ત થયા છે, પણ હજી હયાત છે. હાઇકોર્ટની ડીક્રીનો એમણે જે અર્થ ઘટાવ્યો છે અને અમલમાં મૂકયો છે તેને બીજાઓ અત્યાર સુધી અનુસરતા આવ્યા છે.

સંવત ૧૯૮૪ થી ૨૦૦૬ સુધી પંડયાશ્રી કમિટીમાં રહ્યા છે. એટલે ૨૨ વર્ષ થાય છે. આમાં ઘણા સારા ઠરાવો કરવામાં અગ્રભાગ લીધો છે પણ ઠરાવનો અમલ થયો નથી. ઘણી વખત અફસોસ અણુગમો અને પુણ્યપ્રકોપ પણ કર્યો છે અને કાર્યકર્તા અધ્યક્ષોને ઉપાલંભ પણ આપ્યો છે. ધગશતો બહુ સારી હતી પણ અધ્યક્ષોની અવળાઈ આગળ ચાલી નથી રેકર્ડ વાંચે વિચારે તો આ બાબતની સિદ્ધિ મળી આવે છે. પંડયાશ્રી પ્રમાણિત શિષ્ટાચારને અનુસરે તો કશા વિવાદને સ્થાન નથી. સઘળા પ્રશ્નો ઉકલી જાય છે. આમાં દેશ કાળ સંગવશાત્ વિપરીત માત થાય છે. એનો ઉપાય નથી અને એને કોઈ રોકનાર નથી. અસ્તુ.

ગુરુ પરંપરાગત સદુપદેશને સંપ્રદાય કહે છે. ધ. ધુ. આ. નરેન્દ્રપ્રસાદજીના ગુરુ ને પિતાશ્રી આ. આનંદપ્રસાદ અને એમના ગુરુ ને પિતાશ્રી શ્રીપતિદાસજી છે. એમના આરંભથી આ શાળાનો પ્રારંભ થયો છે. ઈ. સ ૧૯૬૫માં સત્સંગમહાસભાએ ચૂંટેલા ૬૪ સભ્યોએ પાઠ-

શાળાની સ્થાપના કરી એમાં આ. શ્રીપતિપ્રસાદજી પ્રમુખ પંડે હતા. પછીથી મીટીંગ બોલાવતાં ૩૩ સભ્યો આવ્યા. તેમાં પણ આ. શ્રીપતિ-પ્રસાદજીના પ્રમુખપદે ૧૧ જણાની વહીવટ કમિટી નિમાઈ. સને ૧૯૧૧ માં આ. શ્રીપતિ. ના પ્રમુખ પદે ૧૪ જણાની કમિટી નીમાઈ સં. ૧૯૮૩માં આ. શ્રીપતિ. ના પ્રમુખ પદે આઠ સભ્યોની હાજરીમાં નવા પાંચ સભ્યોનો નિયોગ થયો. સં. ૧૯૮૪માં આ. શ્રીપતિ.ના પ્રમુખ પદે મળેલી નવ સભ્યોની સન્નિધિમાં એક સભ્ય પંડયા ઈશ્વરલાલનો નિયોગ થયો. સં. ૧૯૯૫ માં આ. શ્રીપતિ. ના પ્રમુખ પદે દશ સભ્યોની હાજરીમાં એક સાધુ સભ્યનો નિયોગ થયો સં. ૧૯૮૬માં આ. શ્રીપતિની હયાતીમાં કો. ચતુરભગતના ઉપપ્રમુખ પદે પા. જસ-ભાઇની સેક્રેટરીપદે નિયુક્તિ થઈ સં. ૧૯૯૨માં આ. આનંદપ્રસાદજીની હયાતીમાં કો. ધર્મસ્વરૂપદાસના પ્રમુખ પદે છ સભ્યોની હાજરીમાં એક સભ્ય અમીનશ્રીની નિયુક્તિ થઈ. સં. ૧૯૯૬ માં આ. આનંદ-પ્રસાદજીના પ્રમુખ પદે મળેલી મીટીંગમાં છ સભ્યોની હાજરીમાં ચાર નવા સભ્યોની નિયુક્તિ થઇ. સં. ૧૯૯૯માં આ. આનંદપ્રસાદજીની હયા-તીમાં કો. પુ. ધર્મ.ના પ્રમુખ પદે આઠ સભ્યોની સન્નિધિમાં એક સભ્યની નિયુક્તિ થઈ. સં. ૨૦૦૬ માં આ. આનંદપ્રસાદજીની હયાતીમા શા. હરિ. ના પ્રમુખ પદે એક સભ્યની નિમણુંક થઈ. સં. ૨૦૧૮માં આ. નરેન્દ્રપ્રસાદજીની હયાતીમાં કો. શાસ્ત્રી હરિબળ-દાસના ઉપપ્રમુખ પદે આઠ સભ્યોની હાજરીમાં એક સભ્યની નિયુક્તિ થઈ. સં. ૨૦૨૧માં આ. નરેન્દ્રપ્રસાદજીના પ્રમુખપદે આઠ સભ્યોની સન્નિધિમાં નવા મંત્રીની નિયુક્તિ થઈ. આ રીતે ત્રણ આચાર્યોની હયાતીમાં કે પ્રમુખપદે નવા સભાસદોની નિયુક્તિઓ થઈ છે. આમાં મીટીંગ સમયે જે હાજર હતા તેમનો જ મત લેવામાં આવ્યો છે. આ. નરેન્દ્રપ્રસાદજીના ગુરુ અને પિતાશ્રી આ. આનંદપ્રસાદજી અને તેમના ગુરુ અને પિતાશ્રી આ. શ્રીપતિપ્રસાદજી છે. આ દીર્ઘ દૃષ્ટિએ દેખીએ

તો આ. નરેદ્રપ્રસાદજીના પૂર્વના ગુરુ અને પિતાશ્રીએ જે શિષ્ટ સંમત સિદ્ધાંત સ્વીકાર્યો છે એજ અકામે પણ સ્વીકારવો રહ્યો. આ પરિસ્થિતિમાં આ. નરેન્દ્રપ્રસાદજીએ ગુરુ અને પિતાશ્રી વિરુદ્ધ કશું બોલાય નહિ કે કરાય નહિ એ નિશ્ચયની વાત છે. હવે જો વિપરીત બોલવા કરવા જાય તો ગુરુપરંગરાગત સદુપદેશવિરોધી આપોઆપ ઠરે. પ્રતિજ્ઞાતનો પરિત્યાગ કરવા જતાં પદ, વચન અને કૃત્યની પ્રતિષ્ઠાને પ્રત્યાઘાત પહોંચે. મોટાએ સ્વમાનતો અવશ્ય સાચવવું પડે, અંગીકાર કરેલું અવશ્ય પાળવું જોઈએ. "વિષવૃક્ષને ઉછેરીને તેનો છેદ પોતે કરવો એ યોગ્ય નથી" આવી પણ નીતિ છે. વિશ્વાસ આપીને પછીથી તેનો ઘાત કરવો એ મહાદોષ છે. બીજા તો પરવારી ગયા છે. તેમના વિરાજમાન વિદ્યમાન આચાર્યશ્રીએ હવે વિચાર કરવાનો છે. આ રીતે એકધારો એક અભિપ્રાયવાળો એકજ શિષ્ટાચારના આધારવાળો કાયદો ચાલુ છે. એમાં કાયદાકૌશલ્યશાલી શિષ્ટની સન્નિધિ ગુરુશિષ્ય પરંપરાગત છે. હવે જો આથી વિપરીત કહેવા જાય કે કરવા જશે તો "सर्वार्थान् विपरीतांश्च" આ ગીતાવચન લાગુ થશે. આતો શિષ્યોએ અવશ્ય સ્વીકારવા યોગ્ય છે. સદુપદેશની વાત સાંપ્રદાયિક સમીચીન છે.

કિં બહુના–સને ૧૯૧૧ થી ૧૯૬૫ સુધી નવા સભ્યોના નિયોગો એકધારા એકઅભિપ્રાયવાળા શિષ્ટજન સ્વીકૃત અવિરોધથી ચાલ્યા આવે છે તે કોઈથી પણ ના કહેવાય તેમ નથી. આ બાબત સમસ્ત સભાસદ સુજનોએ પણ સમજવા જેવી છે.

અંગ્રેજીમાં લખાયેલી ડીક્રીના સ્પષ્ટ પદોનો પૂર્વાપરના અનુસંધાનથી સદ્વિચાર કરવામાં આવે તો ઉપર્યુક્ત અર્થમાં લવલેશ શંકાને સ્થાન નથી. તેમજ તેના યથાસ્થિત થયેલા ગુજરાતી ભાષાંતરમાં પણ શંકાને સ્થાને નથી. તથાપિ ભવિષ્યમાં તર્કકુશળ કોઈ પ્રતિભા પ્રભાવથી અન્ય અર્થનું ઉદ્ભાવન કરે તો શંકાશીલોને શંકા આવવાનો સંભવ આવે ખરો. પરંતુ શિષ્ટ વકીલ પંડયાશ્રીમાન્ય જે ખરો અર્થ

ઘટાવ્યો છે તે સર્વને અત્યાર સુધી કાર્યસિદ્ધિ કરનાર હોવાથી સમનુકૂળ પડયો છે અને ભવિષ્યમાં પણ પડે એવો સરસ છે. અન્ય અર્થની વાત કરવા જતાં જ પ્રતિકૂળતા વ્યાપક આવી છે. એનું પરિણામ એ આવશે કે ચાલુ પક્ષાપક્ષીના જમાનામાં કોઈ નવો સભ્ય ચુટાશે જ નહિ અને હશે તે કોઈ રીતે ખૂટી જશે. છેવટે શૂન્યભાવ આવશે. પ્રમુખ અને ઉપપ્રમુખ તો અયત્નસાધ્ય નવા નવા આવશે. પછીથી ભલે પાંડેશ્રી સ્વતંત્ર વહીવટ ચલાવે. પંડયાશ્રીને હાલની પેઠે પાંડેશ્રીને પંડા આપ્યા વિના તો ચાલશે જ નહિ. સુખેથી સ્વરાજ કરો. સ્વતત્રંતા માટે જ આ અખતરો કર્યો હોય તો ઇશ્વર જાણે. આચરણ તો એવું જ ચોખ્ખું જણાય છે. પંડયાશ્રી અત્યારે કાયદાને આગળ ધરીને સ્વસંમત શિષ્ટાચારને પણ અવગણીને નવો સભ્ય નિમવામાં નવી વ્યવસ્થા કરવાનો આગ્રહ રાખે છે તે ૫૫ વર્ષના ઈતિહાસમાં નથી, અને પોતાના અભ્યસ્ત પ્રશસ્ત આચરણમાં નથી. એનું પરિણામ ભયંકર આવશે એમાં સંશય નથી, એ પણ ખૂબ વિમર્શણીય છે. વિચાર્યા વિના કોઈ ચાળે ચઢી જવા જેવું નથી. સભ્ય થનારને કાંઈ વેતન આપતા નથી. સંપ્રદાયની લાગણીથી કોઈ સેવાભાવી કામ કરવા ઊભા થાય તેમાં વળી આવી સમસ્ત સભ્યોની સંમતિ મેળવવાની આવશે તો કોઈ ઊભો જ નહિ થાય. કાર્યની કશી સિદ્ધિ થશે નહિ એતો ઉઘાડી વાત છે. એવા અનેક દાખલા બન્યા છે. આના કરતાં જે જે બાબતની અડચણ આવતી હોય તેમાં સુધારો કરવાની તજવીજ કોર્ટદ્વારા કરાવતા હોય તો સારુ. વૃથા વિરોધ નિરોધ કરવામાં કશો અર્થ નથી. આ લાંબુ વિવેચન કરવાનું કારણ એ છે કે—સર્વ સભ્યો સમજતા થાય અને ભૂલ કરાવવાથી અટકે. અસ્તુ.

"એક ધર્માદા ટ્રસ્ટ હતું" એમ આરંભ કરીને પંડયાશ્રીએ "૪૬ બોમ્બે લો. રીપોર્ટર પાન ૩૪૦"ની કાયદા વિષયની હકીકત લખી છે તે આ રીપોર્ટરની ખરી નકલ અમને આપવામાં નહિ આવેલી

હોવાથી બીજા પાસે તપાસ કરાવતાં, ધર્માદા ટ્રસ્ટની વાત કરી છે તે હિંદુના નહિ પણ ખોજા મુસલમાનના ખાનગી વિલથી નિમાયેલ ચાર ટ્રસ્ટીઓના સબંધવાળી હકીકત છે. હિંદુ અને મુસલમાનોના સિદ્ધાંતો અત્યંત જુદા છે એ વાત જગત જાણીતી છે. મંત્રીની નિમણુંક થઇ છે તે કોઇના ખાનગી અલ્પ વિલથી નહિ પણ નામદાર હાઈકોર્ટની વિશાળ સ્કીમથી થઇ છે. જેથી પાઠશાળા કમિટીના સિદ્ધાંતો સાથે આ મુસલમાની કાયદો બિલકુલ લાગુ પાડી શકાય નહિ. બન્ને હકીકતો એક બીજાથી અલગ હોઈને આ મહાસંસ્થાને લાગુ પડે નહિ, જેથી આમાં આ રીપોર્ટરને ઉપયોગમાં લઈ શકાય એમ નથી. આ સ્કીમમાં તો ચોખ્ખી વાત છે અને શિષ્ટાચાર પણ પરમ પ્રમાણ છે. વિજાતીય દૃષ્ટાંત હિંદુ પાઠશાળામાં આપવું તે આપનારને યોગ્ય ન કહેવાય દૃષ્ટાંત ઘટે તેવું નથી.

"ઉમરેઠના સ્વા. ના. મંદિરની કમિટી છે." એમ આરંભ કરી ૪૬ બોમ્બે લો રિપોર્ટરનો આધાર લઈને વડોદરા આસિ. ચેરીટી કમી. અને અમદાવાદ ચેરીટી કમિશ્નરે આપેલા જજમેન્ટની હકીકત લખી છે, તેની નકલ અમને આપવામાં આવેલી નહી હોવાથી તેની તપાસ સત્સંગીઓ મારફત કરાવતાં જાણવા મળે છે કે–ઉમરેઠમાં એક સ્વામિ-નારાયણ હરિમંદિર છે, તેના વહીવટ માટે એક ખાનગી કમિટી સત્સંગીઓએ મળીને કરેલી. તેના છ સભ્યો છે. તેમાં ગેરહાજર રહેલા સભ્યને કયા સમયે હાજર રહેવું તેનો એજન્ડા મોકલવામાં આવેલો નહિ, જેથી તે સભ્યો હાજર રહી શકયા નહી. પરંતુ પત્રથી તેમણે મીટીંગમાં વાંધો ઉઠાવેલો. તથાપિ તેમની પીઠ પાછળ ઈરાદાપૂર્વક બાકીના સભ્યોએ મનપસંદ એક સભ્યની નિમણુંક કરેલી. તેની સામે તે સભ્યોએ વાંધો ઉઠાવી આસિ. ચેરીટી કમી સાહેબની પાસે કેસ કરેલો. તેનું જજમેન્ટ સભ્યના લાભમાં આવતાં સામાવાળાએ અમદાવાદ ચેરીટી કમીશનરને અપીલ કરેલી. તેનો ચુકાદો પણ એ સભ્યના લાભમાં આવેલો.

તેના સંબંધવાળી આ હકીકત છે. ઉમરેઠમાં હરિમંદિર છે તેની કમીટી આધુનિક ખાનગી છે. એ કમીટી હાઈકોર્ટની સ્કીમથી નીમાયેલ નથી. તેનું કોઈ ધારાધોરણ ઘડવામાં આવેલું નથી. એમાં પરસ્પરની ખટપટ હતી. આમાં તો હાઈકોર્ટથી ૩૦ વર્ષ પહેલાં બંધારણ ઘડવામાં આવ્યું છે. તેનું બંધન હાઈકોર્ટના જજમેન્ટ જેટલું છે, જેથી તે અંગે કરવામાં આવેલી મંત્રીની નિમણુંક ઉમરેઠ મંદિરની આ કાર્યવાહી સાથે સરખામણી કરી શકાય નહિ, જેથી એ જજમેન્ટ કોઈ રીતે પાઠશાળા કમિટીને લાગુ પડતુ નથી. મહાસાગરને અલ્પ સરોવરની ઉપમા આપવા જેવું વિષમ છે. આ. ચેરીટી સાહેબના જજમેન્ટ સામે હજી હાઈકોર્ટમાં અપીલ કરવાના વિચારો પંડયાશ્રીની મંડળીમાં ખાનગીમાં ચાલ્યા કરે છે એમ પણ સાંભળવામાં આવ્યુ છે એટલે હજી સ્થિર ન કહેવાય. ઉમરેઠનુ ઉદાહરણ પાઠશાળા કમિટીમાં ઠઠાડયું છે તે યોગ્ય નહિ હોઈને તે આપનારને અત્યંત અનુચિત છે. દૃષ્ટાંત દાર્ષ્ટાન્તિકનો મળતો અર્થ નથી. ઉપરનાં જજમેન્ટોની સંપૂર્ણ હકીકત મળતાં પ્રસંગે અધિક કહેવાશે.

(૪) તા. ૩–૧–૬૫ નો મિટીંગનો જે એજન્ડા કાઢવામાં આવ્યો છે તેમાં સદ્ગત જસભાઈ મકનદાસની ખાલી પડેલ જગ્યાએ બીજા સભ્યની નિમણુંક કરવાનું કામ જણાવેલ નથી, સહ ટ્રસ્ટી નિમવા જેવું અને જે કામ સર્વાનુમતિએ થઈ શકે એવું અતિ અગત્યનું કામ એજન્ડામાં જણાવવામાં ન આવે એ **એક ગંભીર ભૂલ** છે. આ એજન્ડા કમિટીના હયાત સભ્યોને મળયો ત્યારે તેઓને ખબર પડી નહી કે મીટીંગમાં ખાલી જગ્યા પૂરવાનું કામ કરવાનું છે."

"વધારાના કામ તરીકે મીટીંગને દિવસે પ્રમુખશ્રી બીજું કામ મીટીંગના દિવસે મૂકી શકે છે, પણ તેવું વધારાનું કામ એજન્ડા રવાના કર્યા પછી અને મીટીંગ મળતા પહેલાં મીટીંગની એજ મીટીંગમાં કોઈ

સભ્ય તરફથી આવેલું હોય અગર પ્રમુખશ્રીને એ કામની અગત્યતા લાગી હોય ને એવું કામ વધારાના કામ તરીકે મૂકવાનું હોય તો મીટીંગ શરૂ થાય તે કમિટીમાં બીજા કામો કરે તે પહેલાં જ પ્રમુખશ્રીએ કમિટીમાં જણાવી દેવું જોઈએ. તા. ૩-૧-૬૫ ની મીટીંગમાં પ્રોસીડીંગ ઉપર આવુ કાંઈ મળી આવતું નથી. એટલું જ નહિ પણ સદ્ગત જસભાઇની જગ્યાએ નિમણુંક કરવાનું કામ વધારાના કામ તરીકે મુકાયાનું જણાતુ નથી." આ રીતે આમ તેમ બહુ બહુ ચાપાચાપી કરીને કરેલા લખાણનો હવે જવાબ આપવામાં આવે છે—

આ મીટીંગમાં બનેલી બધી બાબતને પંડયાશ્રી પૂરેપૂરી જાણુતા નથી. કોઈના મુખથી યથા તથા સાંભળેલી કહે છે. પંડયાશ્રી પ્રતિપાદન કરે છે એવા સકલ વિધિઓ કરીનેજ તા. ૩-૧-૬૫ દિને પા. ગોરધનભાઇની સભ્ય અને સેક્રેટરી પદે નિમણુંક આચાર્યશ્રી આદિક આઠ સભ્યોની અપૂર્વ હાજરીમાં થઈ છે. સર્વાનુમતે થવી જોઇએ આ જે ડીક્રીનો આદેશ છે તે પ્રમાણે થઈ છે. એટલે આ નિમણુંક સર્વાંગ સંપૂર્ણ કાયદેસર રીતસર અને ચાલુ બંધારણુસર થઈ છે. એમાં કોઈનો પણ વિરોધ ગંધ પણ નથી. અપૂર્વ શાંતિ સલાહથી થઈ છે.

"સહ ટ્રસ્ટી નિમવા જેવુ અને જે કામ સર્વાનુમતિથી જ થઈ શકે એવું અતિ અગત્યનું કામ એજન્ડામાં જણાવવામાં ન આવે એ એક ગંભીર ભૂલ છે." એમ પંડયાશ્રી અપવદે છે પરંતુ આ ભૂલ કોણે કરી? એને પ્રથમ જાણુવાની જરૂર હતી. એજન્ડો કાઢવામાં કોઈ સભ્યની હાજરી નથી. સેક્રેટરી તો હતાજ નહિ. પ્રમુખ ઉપપ્રમુખની હાજરી હતી એજન્ડામાં જે કોઈ કામો અતિ અગત્યનાં તાત્કાલિક કરવા જેવાં હોય તે પ્રથમ જાણીને સંભારીને મૂકવાં જોઇએ. જાણુવા છતાં એવું એકપણુ કામ જાણી-બૂઝીને મૂકયું નથી. પોતે ભોમીયા ના હોય તો રેકર્ડ રાખનાર જાણીતા ચાલુ કારકુન આદિકને પૂછવું જોઈએ. પૂછતા નર પંડિત થાય છે. સારો માર્ગ વૃદ્ધોને પૂછવો

જોઈએ. એવો કશો વિધિ કરવાની દરકાર રાખી નથી. ફક્ત "પ્રમુખશ્રી રજુ કરે તે" એટલું ઉઘડ લખીને એજન્ડાની ઈતિશ્રી વાળી છે. ચાલુ એજન્ડા પહેલાંનાં (તા. ૧૮-૧૨-૬૩ ના) એજન્ડામાં ૭ કામો ચઢાવીને "મેમ્બર સાહેબો, સેક્રેટરી સાહેબ, પ્રધાન પંડિત તથા ડોકટર સાહેબ તરફથી જે કાંઈ વધુ સૂચનાઓ રજુ થાય તે સંબંધી ઘટતુ કરવા બાબત" આ રીતે નં, ૭ માં લખ્યુ હતું તેનું પણ અનુસંધાન લવલેશ લીધું નથી. એજન્ડાને આવી શૂન્ય સ્થિતિએ એજન્ટોજ મૂકે તો તેમાં કોઇ ઉપાય નથી અને એને કોઈ રોકનાર નથી. હવે પંડયાશ્રી આટલા વિવેચનથી સમજી શકે છે કે કેની ભૂલ છે? જેને કહેવાનું છે તેને જરા કહેતા નથી. બીજાઓને અપવાદ આપવાથી કશો અર્થ સરવાનો નથી. ઉપપ્રમુખે ઑન. સેક્રેટરી તરીકે સહી કરી છે તે પણ ભૂલ છે. કેમકે સેક્રેટરી તો સદ્‌ગત થયા છે. નવા નિમાયા નથી ઉપપ્રમુખ તરીકે સહી હોત તો ઠીક હતુ પ્રમુખપદે સભા બોલાવી છે તો પ્રમુખે સહી કરવી ઘટે છે. એજન્ડાનું કામ તો એમણે બે જણે સ્વતંત્રતાથી કર્યુ છે. એ સત્ય હકીક્ત છે.

"કરવાનાં કામો એજન્ડા ઉપર ચઢાવીને કરવાં જોઇએ" એ પંડયાશ્રીની બાબત બરોબર છે. એજ પ્રમાણે થતું આવે છે અને થાય છે. અને થવું જોઈએ એમાં વિવાદ નથી. આ પ્રથમ પક્ષ છે. પરંતુ કોઈ અવસરે કોઈ તાત્કાલિક અગત્યનું કામ આવ્યું હોય અને બીજી મીટીંગ તો બહુ માસે ભરાતી હોય અને એ કામ વિના અતિ અડચણ આવે તેમ હોય તો તેના નિર્વાહ માટે આ પણ એક અભ્યુપાય સર્વમાન્ય કાયદેસર પ્રચલિત છે. તેથી જ "પ્રમુખશ્રી રજુ કરે તે" એમ સામાન્યતઃ લખવાની પ્રણાલિકા પરંપરા ગત છે. એથીજ આ વખતના એજન્ડામાં "તાત્કાલિક હિતનાં કરવા જેવાં હોય તે પ્રમુખશ્રી રજુ કરે તે" એમ સમજપૂર્વક લખ્યુ છે. એજન્ડા ઉપર ચઢાવેલાં જ કામો લેવાય ને વધુ કામ તરીકે ન લેવાય એવો

આગ્રહ રાખવામાં આવ્યો નથી. અગવડ માટે સગવડ રાખવાની સભ્યતા પણ રાખવી જોઈએ. "વધારાનાં કામ તરીકે મિટીંગને દિવસે પ્રમુખશ્રી બીજુ કામ મીટીંગને દિવસે મૂકી શકે છે." આ સત્તાને તો પંડયાશ્રી પણ સ્વીકારે છે. તો આ સેક્રેટરી નિમવાનું કામ તાત્કાલિક હિતનું અવશ્ય કરવા જેવું સમજીને પ્રમુખશ્રીએ વધુ કામ તરીકે લીધું છે અને કમિટીમાં જાહેર કર્યું છે અને તેની મંજુરી મેળવી છે અને તે ઉપર ચર્ચા કરીને સર્વાનુમતે ઠરાવ પણ થયો છે. એમ પંડયાશ્રી ઇચ્છે છે એવા સકળ સંસ્કારો થયા છે. જ્યારે વિવિધ મતિના ઘણા સભ્યોની હાજરીમાં સર્વાનુમતે ઠરાવ કરવાનો છે તો શું કશી ચર્ચા વિચારણા નહિ થઈ હોય? અને એમને એમ અતર્કિત ધાબડી ટીપી જ પાડયું હશે? બધા જ વિધિઓ પહેલા કે પછી થયા જ હોય. સર્વની અનુમતિ મેળવવાની એ કામ સહેલુ નથી પણ બહુ કઠીન છે. "તુંડે તુંડે મતિર્ભિન્ના" એ ન્યાયે વાતવાતમાં મતભેદ અપરિહાર્ય ઉભો થાય છે. તેનું સમાધાન જે તે રીતે કરવું પડે છે. આ બધા કલેશો શું પંડયાશ્રીની જાણ બહાર છે? ગમે તે રીતે કામ થઈ ગયું છે, તે સારુ છે એટલો ગુણું ગ્રહણ કરવા જેવો છે.

જેમાં સેક્રેટરીશ્રીની નિમણુંક થઈ છે તેજ મીટીંગમાં અધિક કામ તરીકે રા. રા. વકીલ મણીભાઈ ભાલજાને પાઠશાળાના ફંડને ઈલાયદુ ટ્રસ્ટ નોંધવાની બાબતમાં મતભેદ પડતાં કાયદાની સલાહ લેવાનું કામ સર્વાનુમતે સોંપાયું છે. આ કામ તો એજન્ડા ઉપર ચઢાવેલ હિસાબી કામ પહેલું પ્રથમ નંબરે નોંધાવાનો વિશેષ છે વળી સ્કીમના આદેશ અનુસાર વાચનાલય અને લાયબ્રેરી સ્થાપનાના ઠરાવો પૂર્વે બહુવાર થયેલા અને તેના નિર્વાહના માટે રકમ પણ બહુ વર્ષ પર્યંત મંજુર કર્યા કરેલી, પરંતુ તેને ઉચિત સ્થાન સંસ્થા તરફથી માગ્યા છતાં નહિ મળવાથી એ કામ પડી રહેલું, આ બધી બાબત પંડયાશ્રીની હાજરીમાં બનેલી. પાઠશાળાની જગ્યામાંજ નીચે એવા સ્થાનની

સગવડ થતાં, શા. હરિજીવનદાસે તાત્કાલિક રકમની માગણી કરતાં વાંચનાલય ખાતે ૧૨૫ અને લાયબ્રેરી ખાતે ૧૫૦ની મંજુરી સર્વાનુમતે કરી છે. આ કામ પણ વધુ કામ તરીકેનું જ હતું. વળી શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસજી અક્ષરવાસી થવાથી તેમને સ્થાને બીજા સાધુ સભ્ય નીમવાનું કામ એજન્ડા ઉપર બે ત્રણ વાર આવી ગયેલ, પરંતુ તેની ચર્ચા નીકળતાં મતભેદને કારણે બીજાની નીમણુંક થઈ શકી ન હતી. આ મીટીંગમાં એ કામ પ્રમુખશ્રીએ જ રજુ કરતાં એક સભ્યે શ્વેતાંબર કોઠારીનું નામ આપેલું તેને મંજુર કરવાનો અભિપ્રાય પ્રમુખશ્રીએ જ આપેલો. પરંતુ શા. હરિજીવનદાસે સં. ૧૯૯૨ ના આસો સુદી ૧૫ ની મીટીંગમાં બનેલી જુની ગાથા કહેતાં એ કામ પડયું મૂકયું. વાત એમ છે કે પુ. હરિદાસજીની જગ્યાએ કોઠારી ખુશાલ ભક્તની નિમણુંક પાંચ સભ્ય મતે કરી. તેમાં એકલા પંડયાશ્રીએ શિષ્ટાચારને પ્રબલ પ્રમાણ તરીકે જણાવીને વિરોધ કરવાથી તે કામ અટકી ગયું હતું, ચાર વર્ષ પછી તેમના સ્થાને શા. કૃષ્ણસ્વરૂપદાસની નિમણુંક થઈ હતી. સદ્ગત તેમની જગ્યાએ બીજાને નિમવામાં મતભેદ અદ્યાપિ ચાલ્યા જ કરે છે. આ બધી ચર્ચા પણ વિચિત્ર સારી થઈ હતી. આ કામ પણ વધુ કામ તરીકેનું હતું. આ બધાં જ કામો એજન્ડા બહારનાં અધિક કામપણાનાં હતાં.

આ પહેલાંની જ તા. ૨૯-૧૧-૬૩ રોજ મળેલી મીટીંગમાં પ્રમુખશ્રીની હાજરી ન હતી. ઉપપ્રમુખ તરીકે કો. શાસ્ત્રી હરિબળદાસજીની અને અમીનશ્રીની હાજરી હતી. તેમાં એજન્ડા ઉપર ચઢાવેલાં છ કામો કર્યા બાદ ત્રણ કામો નિવૃત્ત શાસ્ત્રીને સ્થાને નવા શાસ્ત્રીની નિમણુંક (૧) નોકરનો પગાર વધારો. (૨) પ્રેસની મંજુરી. (૩) આટલાં વધુ કામ તરીકે કર્યાં છે. સંગત લખાણ તો અમીનશ્રીએ લખાવ્યું હતું. આ વાતને વધુ વખત વીત્યો નથી. બીજી જ મીટીંગ છે. વધુ કામ તરીકેનાં એવાં સેંકડો કામો આ મીટીંગમાં થતાં આવ્યાં છે. તેમાં

કોઈએ વિરોધ ધ્વનિ કાઢયો નથી. આ શિષ્ટમાન્ય પ્રથા ચાલી આવે છે. આ બાબતને કમિટીમાં બહુ વર્ષ સુધી સન્નિધિ આપી રહેલા પંડ્યાશ્રીને તો હસ્તામલક જેવી પ્રત્યક્ષ છે.

કોઈ એનો વિવાદ લાવે કે-બીજાં કામો ભલે એજન્ડા ઉપર ચઢાવ્યા વિના વધુ કામ તરીકે કરાતાં હોય કે જેમાં વધુ મતે કરવાનો ઠરાવ છે. પરંતુ સભ્ય નિમવાનો સવાલ તો નિરાળો જ છે કે જેમાં સર્વની સંમતિ મેળવવાની અપેક્ષા છે. એટલે એજન્ડા ઉપર ચઢાવ્યા વિના થઈ શકે જ નહિ. તો તેમ નથી. નવો સભાસદ નિમવાની બાબતમાં પણ દ્વિધારી શિષ્ટસંમતિ ચાલી આવે છે. એવાં કામો પણ એજન્ડા ઉપર નહિ આરોપેલાં વધુ કામ તરીકે પૂર્વે થયાં છે.

સં. ૧૯૯૬ ના વૈશાખ વદી ૮ ને બુધવારે તા. ૨૯-૫-૪૦ના રોજ ધ. ધુ. આ. આનંદપ્રસાદજીના પ્રમુખ પદે મળેલી મીટીંગમાં એજન્ડા ઉપરનાં બે કામો જેવાં-મુંબઇના શેઠ લવજીભાઈને સ્થાને પા. ભીખાભાઇને અને પુ. હરિદાસના સ્થાને શા. કૃષ્ણસ્વરૂપદાસની નિમણુંક સર્વાનુમતે થઇ. તે પછી વધુ કામ તરીકે મુંબઈના શેઠ નરોત્તમદાસને સ્થાને ઓડીટર્સ જમનાદાસભાઈ અને પુ. બ્ર. ચૈતન્યાનંદજીના સ્થાને શા. આત્માનંદજીની નીમણુંક સર્વાનુમતે થઈ. આ રીતે ચાર સભ્યોની એક સાથે નિમણુંક થઈ. આ મીટીંગમાં ઉપપ્રમુખ કો. પુ. ધર્મસ્વરૂપદાસજી, શા. યોગેશ્વરદાસજી, શા. હરિજીવનદાસજી, રા. રા. પંડ્યા નયનસુખલાલ, સેક્રેટરી પા. જસભાઇ, આ રીતે આચાર્યશ્રી સાથે સાત સભ્યોની સન્નિધિ હતી. આ વાતને પચીસ વર્ષ વ્યતીત થયાં છે. આ પછી પણ એવી નિમણુંક કેટલીક થઈ છે. એટલે એજન્ડા ઉપર ચઢાવ્યું હોય એ જ કામ કાયદેસરનું અને વધુ કામ તરીકે લીધું હોય એ ગેરકાયદેસર છે એવો ધારો રાખ્યો નથી. આ રીતે તે સર્વ સભ્ય સંમતિ બે પ્રકારની રીતિ ચાલી આવે છે.

આજ તુલ્ય ન્યાયે તા. ૩–૧–૩૫ ની મીટીંગમાં સેક્રેટરીની નીમણુંક વધુ કામ તરીકે થઇ છે તે કાયદેસર, ન્યાયસર અને શિષ્ટાચારસર થઈ છે. પૂર્વની નીમણુંકમાં ધ. ધુ. આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજ પ્રમુખપદે હતા અને અત્યારે તેમના પુત્ર ધ.ધુ. આચાર્યશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજ પ્રમુખપદે હતા. નવો સભ્ય નિમવાની બાબતમાં પિતા અને પુત્રનો એકમત અકામે મળતો આવ્યો છે તે સ્થિર રહેવો જોઈએ. એમાં જ બન્નેનું ગૌરવ છે. જુદો મત કરવામાં ગૌરવ નથી. ગુરુપરંપરાગત સદુપદેશના સ્વીકારવામાં પ્રતિષ્ઠા છે. સ્વમાનની તો મોટાઓને અધિક અપેક્ષા છે સુજ્ઞેષુ કિં બહુના.

એક તાજો દાખલો આ પ્રકરણમાં ઉપયોગી થાય એવો જાણવા જેવો અન્યત્ર બન્યો છે. સંવત ૨૦૨૧ ના શ્રાવણ સુદી ૧૫ ગુરુવાર તા. ૧૨–૮–૬૫ ના પુણ્ય દિને ટેમ્પલ કમીટીની મીટીંગ કાયમી મળી. એમાં પ્રમુખ સાથે સર્વ સભ્યોની હાજરી હતી. તેમાં સભ્ય કો. કરસન ભકતનો અક્ષરવાસ થવાથી તેમના સ્થાને કો. પ્રભૂદાસની સભ્ય તરીકે નિમણુંક વધુ મતે મંજુર થઈ. આ સભ્ય નિમવાનું કામ એજન્ડા ઉપર ચડાવેલું જ નહિ. મીટીંગ ટાણે જ પ્રમુખ કો. શા. વિષ્ણુપ્રસાદદાસે પહેલવહેલું વધુ કામ તરીકે મૂકયું અને એજન્ડામાં મૂકેલાં કામો પહેલાં આ ઠરાવ થયો. એજન્ડા ઉપર હતું નહિ અને પ્રમુખે અગત્યનું જાણીને મીટીંગમાં વધુ કામ તરીકે મૂકયું. આટલા અંશમાં મળતાપણું છે. તાત્પર્ય છે કે–એજન્ડા ઉપર નહિ ચઢેલાં કામો પણ અધિક કામ તરીકે મીટીંગમાં મુકાય છે અને ઠરાવો પણ થાય છે, એ બાબત કાયદેસરની શિષ્ટાચારસંમત, કાર્યસિદ્ધિમાં ઉપયોગી નીવડી છે.

સભ્યોની નવી નિમણુંકમાં નિર્ણયાત્મક એક સ્થિર સ્થિતિ રાખી નથી. કોઈ કામ એજન્ડા ઉપર તો કોઈ કામ અધિક કામ તરીકે લીધુ છે. પ્રોસીડીગમાં કોઈ સ્થળે એજન્ડાનો નંબર ટાંકયો છે

તો કોઈ સ્થળે ટાંકયો નથી. આ પરિસ્થિતિમાં નિર્ણય લઈ શકાય તેમ નથી. ૨૦૧૮ માં શેઠ અભેચંદભાઇની નીમણુંક સર્વાનુમતે થઈ. તેમાં નથી એજન્ડા નંબર કે નથી વધુ કામ તરીકેનો નંબર. સામાન્ય ચાલુ નંબર લખ્યો છે. એવી તો અનેક બાબતો છે. આમાં શિષ્ટોએ સંજોગાનુસાર જે સ્વીકાર્યું તેજ સંમત થતું આવે છે. એમાં પર્યનુયોગ કર્યો નથી. આમાં મંત્રીના અભાવે પ્રોસીડીંગ લખનારા કારકુન પણ કેટલીક ભૂલો કરે છે તે સહન કરવી પડે છે. પંડયાશ્રીએ વીતેલી વાત લખી છે કે–" કમીટીની વ્યવસ્થા અને ગતિ બહુ મંદ છે." એ પ્રમાણે અદ્યાપિ ચાલે છે.

" આ એજન્ડા કમીટીના હયાત સભ્યોને મળ્યો ત્યારે તેઓને ખબર પડી નહિ કે મીટીંગમાં ખાલી પડેલી જગ્યા પુરવાનું કામ કરવાનું છે." આ વકીલાતતો અમીનશ્રીના વતી પંડયાશ્રી કરે છે તે સત્યથી સાવ વેગળી છે. સેક્રેટરી જસભાઇ તા. ૮–૭–૬૪ ના દિને સદ્ગતિને પામી ગયા છે. તે પહેલાં ઘણા માસથી માંદા હતા, માંદા પણ શા. રેવાશંકરને ચાલુ પગારે મરણ પર્યંત ચાલુ રાખવાની પ્રમુખશ્રીની હઠથી સ્પેશીયલ કમીટી બોલાવી હતી. તેમાં આવી શકયા ન હતા અને લખ્યું હતં કે મારાથી આવી શકાશે નહિ. અસાધ્ય માંદા છતાં રાજીનામું નહિ આપવાથી બીજાની નિમણુંકની વાત કોઈએ ઉપસ્થિત કરેલી નહિ. આ કામ અતિ અગત્યનું છે એમ સર્વે સમજતા હતા. સદ્ગતિને પામ્યા પછી છ માસે તા. ૩–૧–૬૫ દિને નવી નિમણુંકો થઈ છે. એટલે વચ્ચે છ માસ જેટલો દીર્ઘ સમય સેક્રેટરી વિના વીતાવ્યો છે. સ્કીમની કલમ છ મુજબ સઘળો વ્યવહાર જે જસભાઈ સંભાળતા હતા. તે નવાએ સંભાળવાનો હોવાથી તેમની નિમણુંક તાકીદે થવાની જરૂર હતી. આ બાબતને પ્રમુખશ્રી અને અમીનશ્રી આદિક સર્વ સભ્યો જાણતા હતા. અણુપણ અજાણ્યું ન હતું. વિવાદાસ્પદ એજન્ડો પ્રમુખ-

શ્રીએ યથા તથા કઢાવ્યો છે, તેમાં કોઈ પણ કાર્યનો નિર્દેશ હતો નહિ, કેવળ શૂન્ય હતો. "તાત્કાલિક હિતનાં કામો પ્રમુખશ્રી રજુ કરે તે" એમ સામાન્યતઃ જણાવ્યું હતું. તાત્કાલિક હિતનાં કામો અગત્યનાં તો અનેક અવર્જનીય હતાં. તે અમીનશ્રી આદિક સભ્યોની અજાણમાં ન હતાં. કર્ણે કર્ણે જપાતાં હતાં. ચાલુ પ્રથા પ્રમાણે એવાં અગત્યનાં કામોને વધુ કામ તરીકે મીટીંગમાં મૂકશે એવી સંભાવના તો પૂરેપૂરી હતી જ. સેક્રેટરી નીમવાની ચર્ચા તો ચોગાનમાં ચોમેર ચાલુજ હતી. અને એમાં અમીન આદિક સભ્યો ઊંડેથી રસપણ લેતા હતા અને પરસ્પર વાતો પણ કરતા હતા. સભ્યો સમજે છે કે-જે હાજર હોય એનો જ મત લેવાય છે. સેક્રેટરી નીમવાનું કાર્ય અતિ અગત્યનું હોવાથી આ મીટીંગમાં જરૂરથી મૂકશે જ એવી અમીનશ્રી આદિકને આગળથી ખાત્રી હોવાથી રસ લેનારા તેમણે એ મીટીંગમાં બીજાં કામો પડતાં મૂકીને પણ હાજરી આપવાની આવશ્યકતા હતી અથવા એક પત્ર પ્રમુખશ્રી ઉપર લખી નાખવાનો હતો કે આ કામ લેશો નહિ અમીનશ્રીની હાજરી તો મીટીંગના હિસાબે ત્રીજા ભાગની પણ નથી એમ સભ્યો જાણે છે. "હમણાં અમારા જાણવામાં આવ્યું "એમ કહેવું તે કેવળ અસત્ય છે. આ તો એજન્ડા કાઢનાર ઉપર દોષારોપણ કરવાની અને પકડેલી વાતને જે તે રીતે સાચી કરવાની એક પ્રકારની ચાલાકી છે. કમીટીએ આ કામ છેતરીને કર્યું છે એમ પણ અપવાદ અપાય તેમ નથી. બહુ બહુ વાટાઘાટને અંતે કર્યું છે. વળી જો આ કામ ન કર્યું હોત તો બીજી કમીટી ઉપર વાત જાત. બીજી કમીટી તો એક વર્ષે ભરાય છે. સ્પેશીયલ બોલાવે તો વળી કોરમ થાય નહિ—આવા રડાકુડા સમજીને આ કામ ગરમ નરમ થઈને ઉકેલી મેળવવામાં ડહાપણ વાપર્યું છે. સેક્રેટરી નીમવાનું કાર્ય અતિ અગત્યનું તાત્કાલિક સમજીને વધુ કામ તરીકે પ્રમુખેજ હિતનું સમજીને લીધું છે અને ઠરાવ પણ ઠીક થઈ ગયો છે. એમાં હવે વિવાદને સ્થાન નથી. હવે અપવાદ

આક્રોશ રોષ કરવો હોય કે ગંભીર ભૂલ કાઢવી હોય તો પ્રમુખશ્રી ઉપ-પ્રમુખશ્રીની કાઢયા કરો, કેમકે એજન્ડાના આરંભક એજન્ટો એજ હતા.

"વધારાના કામ તરીકે" આ પેરેગ્રાફ જે વધુ કામ તરીકે લેવામાં વિધિસરનો લખ્યો છે તેનો હવે વિમર્શ કરીએ-આ કૂટ અર્થ (વ્યાખ્યા) લાંબો કરવામાં આવ્યો છે તે પ્રમુખની સત્તાને સંહરનારો, કાર્ય-સિદ્ધિમાં અત્યંત અંતરાય કરનારો છે કોઇ સભ્યોએ અત્યાર સુધી નહી અનુભવેલો, પંડયાશ્રીએ પણ અત્યાર સુધી શિષ્ટાચારપણે નહિ સ્વીકારેલો અત્યંત અવ્યવહારૂ અધિક પડતો છે. તેને પોતાને અનુકૂળ થાય અને સામાને પ્રતિકૂળ થાય એ રીતે કાયદાના કાવાદાવામાં આડા-અવળા અડાવીને જેમ તેમ કિલષ્ટ છે. તે પણ સેક્રેટરીની નિમણુંક બરોબર બંધ બેસતો સરસ છે.

પાઠશાળાના એક સભ્ય શા. હરિજીવનદાસે તા. ૨૨–૧૨–૬૪ના દિને એજન્ડો બહાર પડયો અને તરતજ તા. ૨૬–૧૨–૬૪ નો પત્ર ઉપપ્રમુખ કોઠારી શાસ્ત્રી વિષ્ણુપ્રસાદદાસ ઉપર લખ્યો છે. તેમાં કમિટી તા. ૩–૧–૬૫ના રોજ મેળવવાનો એજન્ડો મળ્યો છે. તેમાં ફક્ત હિસાબની જ બાબત લીધી છે. બીજી બાબતો નહિ લીધેલી હોવાથી શૂન્ય જેવો જણાય છે. સેક્રેટરી તથા એક ત્યાગી સભ્ય નીમવાની બાબત જે જાણીતી જરૂરી છે તે લેવી જોઈતી હતી તે પણ લીધી નથી, પાઠશાળાને અંગે લાયબ્રેરી, વાચનાલય, પત્ર, પ્રેસ આદિક બાબત પણ આવક જાવક નંબરે ચઢેલી ચાલુ છે. આ સઘળાં તાત્કાલિક હિતનાં કામો કરવા જેવાં લેવાં જોઇતાં હતાં. વળી એજન્ડામાં 'પ્રમુખશ્રી રજુ કરે તે " એમ કેવળ પ્રમુખશ્રીની જ સત્તા કામો રજુ કરવામાં રાખી છ. સને ૧૯૩૫ થી ચાલુ આવતી પ્રથાનો પ્રલોપ કરીને બીજાઓના હકને નુકશાન કર્યા જેવુ થાય છે. અત્યાર સુધી એજન્ડામાં " મેમ્બર સાહેબો, સેક્રેટરી, શાસ્ત્રીજી, ડોકટર કહે તે " એમ લખાતું હતું.

આનો અર્થ એ થાય કે પ્રમુખશ્રી સિવાય બીજાઓને તાત્કાલિક હિતનાં કામો રજુ કરવાની સત્તા પણ નથી. આ બાબત વિચારણીય છે.''
આ રીતે સટીક સવિવેચન પ્રથમથી લખ્યુ હતું. આ લખાણની પંડયાશ્રીને ખબર નહિ હોય એમ જણાય છે. ખબર હોય તો બહુ લાંબુ લખાણ કરવામાં અચકાત.

આમાં મુખ્ય મુદ્દાનું કાર્ય જે સેક્રેટરી નીમવાનું જરૂરી જાણીતુ છે તે વધારાના કામ તરીકે એજન્ડા રવાના કર્યા પછી અને મીટીંગ મળતાં પહેલાં કમીટીની એજ મીટીંગમાં મુકવા માટે એક સભ્ય શાસ્ત્રીએ હરિજીવનદાસે લેખિત રજુ કર્યું છે અને અતિ અગત્યનું સમજીને મીટીંગની શરૂઆતમાં પ્રમુખશ્રીએ પૂર્વાપરના અનુસંધાનથી વિચારીને અધિક કામ તરીકે મીટીંગને જાહેર કરી દીધુ છે. અને સર્વ સભ્યોએ મંજુર રાખ્યુ છે અને ચર્ચા વિચારણાને અંતે સર્વાનુમતે ઠરાવ થયો છે. એટલે પંડયાશ્રીએ સૂચવેલા સકળ વિધિઓ બરાબર થયા છે એટલે ધારાધોરણનો પણ કશો વાંધો કાઢી શકાય નહિ એમ થયુ છે. સર્વ રીતે ચોકઠુ બરોબર બંધ બેસતુ થયુ છે લગાર પણ ઉથડતું કે ઉપડતું રહ્યું નથી. આ કાર્ય વિધિનિર્મિત છે. જ્યારે સર્વેની અનુમતિએ ઠરાવ થયો છે તો પછી એમાં કશો વિમર્શ જ ન થયો હોય અને કશી વાટાઘાટ ન થઈ હોય અને એમને એમ એકદમ મૌનવ્રત ધારીને શું ધાબડી પાડયું હશે ? અપેક્ષિત બધાજ વિધિઓ પહેલા કે પછીથી થયા જ હોય. સર્વેની સંમતિ મેળવવી એમાં મોટી મુશ્કેલી હોય છે. ક્ષણક્ષણમાં ભિન્ન ભિન્ન મતિનો ઉદ્ભવ થાય છે. તેનું સમાધાન વાટાઘાટથી પરસ્પર સમજી વિચારીને કરવું પડે છે. અને બાંધછોડ પણ કરવી પડે છે. આ બધી બાબતને પંડયાશ્રી કયાં નથી જાણતા ?

“ તા. ૩–૧–૬૫ની મીટીંગમાં પ્રોસીડીંગ ઉપર આવું કાંઈ ( વધારાનું કામ ) મળી આવતું નથી. એટલું જ નહિ પણ સદગત

જસભાઈની જગ્યાએ નિમણુંક કરવાનું કામ વધારાના કામ તરીકે મુકાયાનું પણ જણાતું નથી." આ રીતે પંડયાશ્રી પ્રોસીડીંગમાં વધારાના કામની નોંધ કરવાનું જણાવે છે. આવી નોંધ કર્યાનું ત્રીસ વર્ષથી અને તે પહેલેથી પણ ચાલી આવતા વહીવટમાં જોવા જાણવામાં આવતું નથી. પંડયાશ્રી કમીટીમાં ઘણાં વર્ષ રહ્યાં છે અને કામો પણ ઘણાં વધુ કામ તરીકે મુકાવ્યાં હશે, પરંતુ પ્રોસીડીંગમાં નંધાવ્યાં જણાતાં નથી. નંધાવવાં જોઇએ ? એવો કાયદો જ કોણ જાણે છે ? મીટીંગના આરંભમાં કે મધ્યે કે અંતે વધુ કામની વાતો મુખથી જ થાય છે. કોઈ અમથું લખીને પણ આપે છે, એટલે આ વાત મૌખિક રાખી છે. જે વખતે જે કામ રજુ થાય તેનો નિર્ણય તત્સમયે લેવાનો શિષ્ટસંમત આધાર છે. આનાકાનીનો કે તાંણાતાંણીનો વખત આવતો નથી. કદાચ આવે તો તુરત સમાધાન થાય છે. આવા કાયદાના વાંધા-બાધ આડાઅવળા કાઢવા કોઇ ગયા નથી. સંપ સલાહમાં સંક્ષેપથી કામ ઉકેલવાની ઉદારવૃત્તિ રાખી છે. ત્રીશ વર્ષથી અને તે પહેલેથી પણ આવો શિષ્ટ શ્રેષ્ઠ આચાર કમીટીમાં ચાલ્યો આવે છે. એમાં કોઈએ અત્યાર સુધી વિવાદ કે વિશય કર્યો નથી. શિષ્ટાચાર પણ કાયદાતુલ્ય પ્રમાણ છે, એમ પંડયાશ્રીની પંડમાં રમી રહ્યો છે. આ બાબતમાં ટેમ્પલ કમીટીમાં પણ આવો જ આચાર ચાલ્યો આવે છે. પંડયાશ્રી બન્ને કમીટીઓમાં સભ્ય તરીકે અતિકૂટસ્થ થયા હોવાથી આ બાબતને બરાબર સમજે છે. એટલે અધિક આવેદનની આવશ્યકતા નથી.

વચ્ચે વચ્ચે ધારાધોરણ બંધારણને અડાવામાં આવે છે તે સ્વીકારવા જેવું છે. સ્કીમની કલમ ૮માં સમિતિ વ્યવહાર અંગેના ધારાધોરણો, શાળાના અને દવાખાનાના સંચાલનના ધારાધોરણો તથા આગળની ડીક્રીમાં સંબોધાયેલા ટ્રસ્ટના હેતુને અનુસાર અને લાગતા વળગતા હેતુ માટે જરૂરી ધારાધોરણ ઘડશે" આવો સમિતિ પ્રત્યે હુકમ છે પરંતુ સમિતિએ પંડયાશ્રી અત્યારે ઈચ્છે છે એવું કે બીજું

જરૂરી ધારાધોરણ ડીકી મુજબ ઘડયું જણાતું નથી ઘડયું હોય તો આવી તકરારોને અવકાશ ન મળત. ધારાધોરણને ઘડે એવા કાયદા-નિષ્ણાત રા. રા. પંડયાશ્રી નયનસુખલાલ સોલીસીટર તથા પંડયાશ્રી ઈશ્વરલાલ વકીલ વિગેરે સ્કીમના આરંભથી અને પહેલેથી પણ આ કમીટીમાં પણ સભ્ય હતા. આરંભમાં કાંઈ ઘડયું હશે તો અસ્તિત્વમાં નથી. કંઇક હશે તો પાલનમાં નથી. કાયદામાં કોવિદ મનાતા મહાજનોએ જે શિષ્ટાચાર પ્રવર્તાવ્યો છે તે પ્રમાણે અન્ય અજ્ઞો અનુવર્તતા આવે છે, જેથી કોઈપણ સભ્ય ઉપર અપવાદ કે આક્ષેપ કે ધારાધોરણ અડાવવું તે સ્થાને નથી. હવે પંડયાશ્રી ઘટાવે છે એવો કાયદાવિરુદ્ધનો દોષ સાબીત થતો હોય તો તેના ભાગીદાર જવાબદાર જોખમદાર પ્રમુખશ્રી વિગેરે જૂના નવા સમસ્ત સભ્યો થાય છે. જે બાબતમાં બન્નેને શીરે સરખો દોષ આવતો હોય અને પરિહાર ( ઉત્તર ) સરખો જ આવતો હોય એવી બાબતમાં એકને માથે દોષારોપણ કરવું એ ન્યાયની વાત નથી. ન્યાય તો સર્વને તુલ્ય હોય. પોતાના દોષ જોવામાં સ્હેજ અંધ દષ્ટિ અને પારકાના દોષ જોવામાં દિવ્ય દષ્ટિ રાખવી એ ન્યાયની વાત નથી. પોતાનો દોષ પહેલો જોવો જોઈએ એજ સૌજન્યને શોભતું છે.

આ પ્રસંગે કમીટીની દારિદ્રય દશા પણ દેખવાની જરૂર છે. ઘણું કરીને બાર માસે હિસાબી મીટીંગ મહામહેનતે મળે છે, તેમાં પણ કોરમ થાય એટલા પણ સભ્યો હાજરી આપે નહિ કોરમ તો ૧૪ પૈકી પાંચનું બહુ થોડું રાખ્યું છે. તેમાં બે ત્યાગી અને ત્રણ ગૃહસ્થને ગણવામાં આવે છે. શા. હારબળદાસના કોઠારીપણામાં બે વાર કોરમ થયું નહિ. ત્રીજીવાર પણ થયું નહિ. પછીથી હાજર સભ્યોએ પાઠશાળા અંગેનાં પગાર વિગેરે આવશ્યક કામો અટકી જવાનું નિમિત જણાવીને જરૂરી કામો માટે ઠરાવ કર્યો. ચોથીવારે મળેલી મીટીંગમાં એ કૃત કામોની બહાલી મેળવવી પડી. તા. ૩૦-૧૨-૩૯ની મીટીંગ રાખેલી તે વખતે પંડયાશ્રી અને શા. હરિ. આ બેજ આવેલા

પ્રમુખશ્રી, ઉપપ્રમુખશ્રી, સેક્રેટરી અને કમીટીકલાર્ક પણ ગેરહાજર હતા. એમ બાર સભ્યોની ગેરહાજરની કંગાળદશામાં પોતે પંડ્યાશ્રીએ પ્રોસીડીંગમાં લખ્યુ કે 'આ મીટીંગ કોરમને અભાવે બંધ રહે છે.' પાછળથી પંડયાશ્રીએ સેક્રેટરી ઉપર લખ્યું કે 'મીટીંગ કોરમને અભાવે બંધ રહી તેથી દીલગીર છું. કોરમ કરવા ધાર્યું હોત તો થાત' એમ પણ વધુમાં લખ્યું. આ રીતે દીલગીરી જણાવીને ઉપાલંભ પણ આપ્યો હતો. તા. ૩૧-૧૨-૪૮ તે દિને મીટીંગ બોલાવેલી પણ બંધ રહેલી, પછીથી તા. ૨૭-૨-૪૯ના રોજ બોલાવી ત્યારે કોરમ થયું નહિ, હવે ત્રીજી મીટીંગ બોલાવવાની રહી. એવા તો બહુ દાખલા દારિદ્રય દશાના દુરંત દુઃસહ બન્યા છે. આવી અવદશામાં હાજર થનારને શારીરિક અને આર્થિક પીડા સહન કરવી પડે. અમીનશ્રીની હાજરી તો મીટીંગની સંખ્યાના ત્રીજા ભાગની પણ નથી આવા કપરા સંજોગોમાં હાજર સભ્યો કોઈપણ અગત્યનું કામ ન કરે તો વ્યવહાર અટકી જાય. આવા આપત્કાળને સર્વ સભ્યો સમજે છે. પોતાને આવવું નથી અને બીજા અગત્યનું કામ સમજીને સંપ સલાહથી ગરમ નરમ થઈને ઉકેલે ત્યારે આવા કેવળ કાયદાના કાવાદાવા અડાવીને વિવાદમાં ચોગાનમાં ઉતરવુ એ અત્યત અનુચિત હોઈને અસ્થાને છે. અગત્યનાં કામોમાં અફલ અંતરાયો ઊભા કરવા એ સભ્યોને શોભતુ-ઘટતુ નથી કાયદો તો અગતિકા ગતિ છે. આતો ચતુર્થ ઉપાય દંડમાં ગણ્યો છે. કાયદા બાબતમાં ભૂલ થઈ હોય તો તેમાં ક્ષમા દયા વત્સળતા ઉદારતા આદિક સદ્‌ગુણોનો પણ ઉપયોગ કરવાનો હોય છે. કોર્ટ કેસનાં જજમેન્ટોમાં પણ એવો ઉદાર ભાવ દાખવવામાં આવે છે. નકરી નિષ્ઠુરતા તો કઠોરતાભરી નઠોરતાજ ગણાય. વળી "न कश्चिन्नापराध्यति' અપરાધ કર્યા વિના કોઈપણ રહેતો નથી. કોઈનો કોઈ પણ અપરાધ કરે જ છે. અત્યંત અનપરાધી કોઈ પણ નથી. અપરાધમાં ક્ષમા દયાને સ્થાન છે. અમીનશ્રી અને પંડયાશ્રીતો કાનામાત્ર ભૂલને ચલાવી લેવા માગતા

નથી. એ આ પ્રખર પ્રકરણના પ્રક્રમથી પ્રતીત થાય છે. લાગણીવશાત્ વધારે વદાઈ જાય છે તે ક્ષમ્ય છે.

"ઠરાવ નં. ૬ ભલે હાજર રહેલા તમામ સભ્યોની સંમતિથી કરેલો હોય પરંતુ હયાત સભ્યોમાં એક સભ્યે તેમાં પોતાની સંમતિ આપી નથી પરંતુ તે સામે પોતાનો વિરોધ ઉઠાવ્યો છે." આ પંડયાશ્રીના અભિપ્રાયનો વિમર્શ કરીએ—

હાજર મેમ્બરોનો જ મત લેવાનો અને ગેરહાજરનો નહિ લેવાનો શિષ્ટાચાર હોવાથી તે પ્રમાણે ૬ નંબરનો ઠરાવ થયો છે તે કાયદેસર રીતસરનો છે. હાજર સભ્યોની જ સર્વાનુમતિ માની છે. હવે જો ગેરહાજરનો પણ મત મેળવીને સર્વાનુમતિ કરવાનો કાયદો લાગુ કરવાનો હોય તો એકલા સેક્રેટરીને જ નહિ પણ વિરોધ કરનારાને પણ આપોઆપ લાગુ થાય છે. કેમકે જેવી નિમણુંક સેક્રેટરીની કરી તેવી જ વિરોધ ઉઠાવનાર અમીનશ્રીની પણ છે, એમાં કાયદાની તુલ્યતા છે. આ વિરોધ મીટીંગ વખતનો નહિ પણ સાત માસ પછીનો છે એ બાબત જાણવા જેવી છે. જો સાત આઠ માસે વાંધો લઈ શકાતો હોય તો દશ વીશ વર્ષ પછી વાંધો લઈ શકે છે. એટલે કાયદા પ્રમાણે બધી નિમણુંકો આપોઆપ રદ થાય છે. એમાં કાયદો કાંઈ વાધકર્તા નથી. વિરોધનું કામ શુદ્ધ બુદ્ધિનુ નહી પણ પૂર્વ ગ્રહનુ પ્રસિદ્ધ છે. આ વિરોધ સેક્રેટરી અને અમીનશ્રી વચ્ચેનો વિદ્વિષ્ટ છે. અમીન કહેશે કે સેક્રેટરીની નિમણુંક ગેરકાયદે છે તો સેક્રેટરી કહેશે કે અમીનની નિમણુંક ગેરકાયદે છે. આતો વાદી પ્રતિવાદીના વિવાદ જેવું છે. જે કાયદો સેક્રેટરીને લાગે તે અમીનને પણ લાગે જ. કેમકે બન્ને નિમણુંકો સમાન સ્વરૂપ સ્વભાવવાળી છે. કશી તારતમ્યતા નથી. અમીનને વિરોધ ઉઠાવવાનો હક્ક છે તો સેક્રેટરીને પણ છે. અમીનની નિમણુંક ૨૦૦૨ માં થઇ છે. તો સેક્રેટરીની નિમણુંક ૨૦૦૧ માં થઈ છે સર્વાનુમતિનો અર્થ બન્નેમાં સમાન છે. ફક્ત નવા

જૂનાપણાનો ભેદ છે. કાયદા આગળ નવા જૂનાનો ભેદ ચાલી શકે કે કેમ ? એ એક પ્રશ્ન છે. કાયદા આગળ એવો ભેદ ન હોઈ શકે. કાયદાની કોર્ટમાં જશે ત્યારે શું અમીનને જૂના જાણીને જતા કરશે ? કોઈ નવો તો કોઈ જૂનો બન્ને સરખા દોષવાળા થાય છે. જ્યારે નવાને નિવૃત્તિ મળવાનો કાયદો લાગુ થાય તો જૂનાને પણ નિવૃત્તિ મળવાનો કાયદો લાગુ થાય જ. જૂના નવાનો પક્ષપાત ન્યાય આગળ નભે નહિ. જે કાયદાબળથી સેક્રેટરીને અમીનશ્રી રદ કરવા માગે છે એજ કાયદાબળથી સેક્રેટરી પણ રદ કરવા માગશેજ. કાયદો લાગુ કરાય તો જૂના પણ આપોઆપ રદ થાયજ. આ વિવાદમાં કાયદો કાંઈ ફાયદો આપનારો થાય કે નહિ ? એમાં સંશય છે. માટે હવે તો એવો કોઇ કાયદો કાયદાપોથીમાંથી કાયદાવાળાએ શોધી ખોળી લાવવો પડશે કે જે જૂનાને લાગુ ન થાય અને નવા સેક્રેટરીનેજ લાગુ થાય. આવો બચાવ થાય એવા કાયદાની શોધમાં પંડયાશ્રીને પ્રયાસ કરવો જ પડશે. કારણ કે આ કાયદાના અભિપ્રાયદાતા પોતે જ છે. કાયદાનો ફાયદો લેવા જતાં પોતાનેજ ગેરફાયદો અધિક આવશે એ વિચારવા જેવું છે. અમીનશ્રીને ૨૮ વર્ષ થયાં છે અને બહુધા આવવા અશકત છે, તો હવે સ્વયં નિવૃત્તિ ગ્રહણ કરે તો કશો વાંધો આવે તેમ નથી. કાયદોતો પાળ્યો કહેવાશે. પંડયાશ્રી નિવૃત્ત થયા હોવાથી આ કાયદો એમને ન લાગુ થાય. બીજા બધાને કાયદો લાગુ થાય છે. ફક્ત શા. હરિ. અને શા. નારાયણસ્વરૂપદાસ આ બન્નેને લાગુ ન થાય, કેમકે સ્કીમ સાથે જ નક્કી થયા છે. બીજા વિરોધ ઉઠાવતા નહી હોવાથી એમને કશું કહેવાય નહિ અમીનશ્રીએતો ઉઠાવેલો હોવાથી એમને આ બધુ કહી શકાય. સં. ૨૦૨૧નો ઠરાવ રદ થાય તો ૨૦૦૨નો પણ રદ થવો જ જોઈએ. ન્યાય બાબતમાં પક્ષદષ્ટિ ન જોઈએ. એમના બન્નેના વચ્ચેનો વ્યાવહારિક વિગ્રહ પુણ્ય સ્થાન પાઠશાળામાં ઘાલી બેઠા છે તે બીલકુલ શોભતુ ઘટતુ નથી. ફળ કશુ જ મેળવવાના નથી. ખોટી ખટપટ અને કાયકલેશ

અને ખોટો ખર્ચો છે. પાછા વળે તો પુણ્ય થશે. હવે તો વકીલોની વકીલાત લાગુ પડી છે, એટલે પાછા વળે એમ જણાતું નથી. કાયદોજ લડાવવો છે. વિરોધનો પણ અવધિ આવતો નથી સેવન કરવાથી વધતો જાય છે. વિરોધ ઉઠાવવો સહેલો છે પણ શમાવવો કઠિન છે. શમાવનારને બહુ પુણ્ય થાય છે. સેક્રેટરીનું અપમાન કરવા જતાં પોતાનુ અત્યધિક અપમાન જાહેરમાં આવતું જાય છે. કમીટીના સર્વ સભ્યનો આક્રોશ સહન કરવો પડશે. જે બાબતમાં દોષ અને તેનો પરિહાર સરખોજ આવતો હોય એવી બાબતમાં બીજા પ્રત્યે આક્ષેપ ન કરવો જોઇએ. "મેરીબી ચુપ તેરી બી ચુપ" એમ કરવા જેવું છે. એ નીતિને અપનાવે તો સર્વને સુંદર છે. અમીનશ્રી કમીટીના ઠરાવને સંમતિ આપી દે તો કશા અનર્થના ભાગી પોતે નહિ થાય અને સર્વે સભ્યો સદાશિષ આપશે.

"વળી આ જગ્યા પૂરવાનો ઠરાવ થયો તે પહેલાં ઘણા માસથી સદ્દગત શ્રી જસભાઇ અને અ. નિ. સ. ગુ. શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસજીની, એમ બે જગ્યાઓ ખાલી પડેલી. એટલે આ જગ્યા પૂરવાનું અતિ અગત્યનું કામ હતું એમ કહી શકાય તેમ નથી. મજકુર હુકમનામાના પરિશિષ્ટ ૩ ની કલમ ૨–૭ માં કમીટીની મીટીંગને બોલાવવાનું કામ માનદ મંત્રીશ્રીને સોંપાયેલ નથી, જેથી મીટીંગ બોલાવવાનું કામ માનદ મંત્રીશ્રીની નીમણુંક સિવાય અટકી પડેલ છે એમ કહી શકાય નહિ." આ રીતે પંડયાશ્રી કંઈક વિચિત્ર જ દલીલ અસંબદ્ધ રજુ કરે છે.

ઘણા માસથી જગ્યા ખાલી પડેલી હોવાથી અનધિકૃત વ્યવહારો યદ્વાતદ્વા કરવા પડેલા. તેથી સેક્રેટરી નીમવાનું કામ અગત્યનું હતું તે કરી વાળ્યું છે. "ઘણા માસથી જગ્યા ખાલી પડેલી" એમ પંડયાશ્રી સ્વીકારે છે. ઘણા માસથી પડી રહેલી જગ્યા ખાલી રખાય જ નહિ. જે તે રીતે પૂરવી જ જોઈએ એમ અમારૂં માનવું છે. ઘણા માસથી પડી રહેલી માટે પડી જ રહેવા દેવી ? નીમણુંક ન જ કરવી ? આ

કેવી અવળી વાત વદતોવ્યાઘાત જેવી છે. બીજા આઘા પાછા થાય તે ચાલે પરંતુ સેક્રેટરી વિના તો બીલકુલ ચાલે નહિ. બધી બાબતમાં નિત્યનો વ્યવહાર સેક્રેટરી સાથે જ છે. સેક્રેટરી ચીમનભાઇનું રાજીનામુ સં. ૧૯૮૬ માં આવ્યું. નવાની નીમણુંકમાં થોડો વિલંબ થવાનું જાણીને તેમને તરત જ ભલામણ કરેલી કે નવી નીમણુંક ન થાય ત્યાં સુધી કામ ચાલુ રાખશો. આ ભલામણ કોઠારી ચતુરભગતે પત્રથી કરેલી. પછી થોડા માસમાં જગ્યા પૂરી હતી. એટલે સેક્રેટરી વિના માસો વિતાવ્યા નથી, કેમકે એ કામ સર્વના કરતાં અતિ અગત્યનું હતું. એમને જે અધિકારો કમીટીએ આપ્યા હતા તે પણ જસભાઈને પણ આપવાનો ઠરાવ પણ કર્યો છે. વધુમાં એવો પણ ઠરાવ કર્યો છે કે–સેક્રેટરી તરીકે જે કોઇ કાગળ વિગેરે પાસે હોય તે સેક્રેટરીને સોંપવા. એ પ્રમાણે ચીમનભાઈએ બધો ચાર્જ જસભાઈને સોંપી દીધો હતો. ખાલી પડેલી જગ્યા પૂરવી એ તો ગુણમાં ગણાય પણ દોષમાં નહિ. સાત માસે જગ્યા પૂરી એ તો મહાદોષ કહેવાય. સાત માસે પણ ન પૂરવા દેવાનો ઈરાદો જણાય છે. ઈરાદો ઈતર અવાચ્ય છે. આ બધુ જ કાયદાવિરુદ્ધ કૃત્ય છે. પ્રમુખને તો કમીટી ઠરાવ કરે તે પ્રમાણે નાણાં આપવાં એટલો જ અધિકાર આપ્યો છે. જે કોઇ અધિકાર આપ્યો છે તે તો સેક્રેટરીને આપ્યો છે. પ્રમુખ ઉપપ્રમુખ તો ખાલી લઈ પડયા છે. સેક્રેટરીનો અધિકાર પચાવી પાડયો છે. જેમ ચીમનભાઈની જગ્યાએ પા. જસભાઇની નિમણુંક તાકીદે થઈ છે તેમ અત્યારે પણ થવી જોઈએ તે થઇ છે. જેમને કશો જ અધિકાર સ્કીમે આપ્યો નથી તેઓ તો ઉઘડ લઈ પડયા છે એમ જ કહેવાય. જેને સ્કીમે અધિકાર આપ્યો છે તેનો વિરોધ કરવો અને એનો અધિકાર છિનવી લેવો એ તો અંત્યંત અવળાઈ આપખુદી કહેવી પડે. આ બાબત તો અતિવાદમાં શોભે એવી છે.

શા. કૃષ્ણસ્વરૂપદાસની નીમણુંક સાથે સેક્રેટરીની સરખામણી કરવા ગયા છે પણ એમાં અને આમાં અત્યંત અંતર છે. સાધુમાં

પાંચ જગ્યા છે. કોરમમાં બેની જરૂર છે. તેમાં ચાર તો હયાત છે, એટલે એ નિમણુંક વિના ચાલે તેમ છે. સેક્રેટરી તો કમીટીના વતી એક છે અને તેમને સંચાલનના અધિકારો આપ્યા છે. એટલે એમની નીમણુંક તો સત્વરે થવી જોઇએ. શા. કૃષ્ણ. ની વાત આ બાબતમાં અડાવવી જોઈએ નહિ. આમાં સ્થિતિ એવી છે કે–સાધુસ્થાને અન્ય સાધુને નીમવાની વાત એજન્ડા ઉપર ચઢેલી. તેમાં મતભેદ પડતાં બંધ રહેલી. બીજીવાર એજન્ડામાં ચઢાવી તેમાં પણ મતભેદ પડયો. ત્રીજીવાર તા. ૩–૧–૬૫ ની મીટીંગમાં પણ ચર્ચા થતાં એકમતિ ન થવાથી એ વાત બંધ રહી. એમ મતામતમાં એ કામ રખડી પડયું છે. સેક્રેટરી નીમવામાં એવો કશો મતભેદ પડયો નથી. પહેલીજવારે એક જ અવાજે સર્વાનુમતે સમીચીન થઈ ગઇ છે. વિરોધનો ગંધ પણ નથી. સેક્રેટરીની જગ્યા પૂરવાનું કામ અતિ આવશ્યક છે. શાસ્ત્રીની જગ્યા પૂરવાનું કામ અતિ અગત્યનું નથી. સર્વાનુમતિ ન થાય તો વર્ષો સુધી જગ્યા ખાલી જ પડી રહે. વધુ મતે કોઠારી ખુશાલ ભગતની નીમણુંક કરી, પરંતુ તેમાં ૧૯૯૨ માં પંડયાશ્રીએ વિરોધ કરવાથી એ વાત ચાર વર્ષ (૧૯૯૬) સુધી અટકી રહી, ચાર વર્ષ સુધી ખાલી જગ્યા રહી તે વિના ચાલ્યું જ છે, એમ અત્યારે પણ એના વિના ચાલે જ. ફકત સભ્યોની ગેરહાજરી જેવું ગણાય. વ્યવહારમાં વાંધો ન આવે. જેના વિના ન ચાલે તે અગત્યનું અને જેના વિના ચાલે તે અનગત્યનું કામ કહેવાય. કહેવાનું તાત્પર્ય એ છે કે–જશભાઈ સેક્રેટરીની ખાલી પડેલી જગ્યા અને શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસજીની ખાલી પડેલી જગ્યા, આ બેની સરખામણી કરવા ગયા છે તે સમુચિત સમન્વિત સંગત નથી. બન્નેમાં આભ જમીનનો ફેર છે.

પંડયાશ્રી "મજકુર હુકમનામાના પરિશિષ્ટ ૩ની કલમ ૨–૭માં કમિટીની મીટીંગો બોલાવવાનું કામ માનંદ મંત્રીને સોંપવામાં આવ્યું નથી. જેથી મીટીંગ બોલાવવાનું કામ માનદ મંત્રીની નીમણુંક સિવાય

અટકી પડેલ છે એમ પણ કહી શકાય નહી.” આ રીતે વધુ પડતું જુઠું પ્રતિપાદન કરવા ગયા છે તેનો હવે પરામર્શ કરીએ—

સ્કીમના આરંભથી અને તે પહેલેથી પણ સેક્રેટરીની સહીથી જ મીટીંગ બોલાવાય છે. આ વ્યવહાર શિષ્ટાચાર અને કાયદાનુસારી મળતો છે. પંડયાશ્રીએ અને પ્રમુખશ્રીએ એવા વ્યવહારો સેંકડો કર્યા કરાવ્યા તાજા છે. પંડયાશ્રી પાસે એજન્ડા તો હશે જ તે વાંચીને ખાત્રી કરી લેશે કે કેના નામથી આવ્યા છે. પટેલ જશભાઈ સેક્રેટરી ઉપર પ્રમુખશ્રી અને અન્ય સભ્યોએ પણ અનંત વ્યવહારો કર્યા છે. આ વ્યવહાર શું સ્કીમ વિરોધ ખોટો ચાલ્યો હશે ? પંડયાશ્રીને આ બાબત સ્વાનુભવની છે, છતાં અવળું બોલે છે તે આશ્ચર્ય છે. તાજી તકરારી કમીટી પણ નવા સેક્રેટરીની સહીથી જ બોલાવી છે અને તે પ્રમાણે તા. ૨૬-૯-૬૫ની મીટીંગ ભરાઈ અને ઠરાવ પણ આચાર્યશ્રીના પ્રમુખપદે ઉપાધિગ્રસ્ત થયો. પંડયાશ્રીનો અભિપ્રાયતો એજન્ડા બહાર પડયા પછીનો છે. આમાં સ્કીમની કલમ ૨-૭ લખી છે. તેમાં જે અધિકાર સ્કીમે આપ્યા છે તે તો છે જ. તેમાં ઉપયોગી અન્ય અધિકારો પણ સત્તાધારી કમિટીએ આપ્યા છે. જેનો અંતર્ભાવ સ્કીમની કલથ ૭ માં થાય છે, એ કલમના અનુસંધાનથી જ તત્ક્ષણ ઉપયોગી અધિકારો આપ્યા છે. તેમાં મીટીંગ બોલાવવાનો અધિકાર તો પ્રથમથી જ પ્રખ્યાતિને પામેલો છે.

તા. ૨૭-૪-૧૯૧૩ માં “કમીટી ભરાતાં વિલંબ થાય અથવા અડચણ હોય તો કમિટીના અધિકારનું કામ સેક્રેટરીએ કરવું” એવો પૂર્ણ અધિકાર લેખીત આપ્યો છે. આ અધિકારનો ઉપયોગ અડચણ વખતે થયેલો પણ જોવામાં આવે છે. તા. ૧૨-૧૨-૨૬ની મીટીંગમાં સેક્રેટરીએ કમીટી તરફથી સઘળો પત્રવ્યવહાર કરવો.” એવો પણ અધિકાર આપ્યો છે. રા. રા. ચીમનલાલ સેક્રેટરીના બોલાવવાથી આ. શ્રીપ્રતિપ્રસાદજીના પ્રમુખપદે મિટીંગ મળી. પંડયાશ્રીએ પણ સેક્રેટરી જશભાઈ ઉપર દીલગિરી અને ઠપકો લખ્યો. તેની તા. ૩૦-૧૨-૩૯ની

છે. ચાલુ આચાર્યશ્રીએ શાસ્ત્રી રેવાશંકર માટે બે ત્રણવાર સેક્રેટરી ઉપર સત્વરે મીટીંગ બોલાવવાના પત્રો લખેલા તાજા છે. સ્કીમમાં પ્રમુખ ઉપપ્રમુખની સ્વલ્પ પણ સત્તાનો ઉલ્લેખ નથી તથાપિ ઉધડ લઈ પડયા છે. સ્કીમમાં મીટીંગ બોલાવવાનું કામ સેક્રેટરીને સોંપ્યું નથી તો પ્રમુખ ઉપપ્રમુખને પણ કયાં સોંપ્યું છે? શબ્દથી એવો ઉલ્લેખ સ્પષ્ટ નથી. જેનો અધિકાર છે તેને જ કાઢી નાખીને પ્રમુખની જ સત્તા આપવાનો આ અવળો ઈરાદો જણાય છે. સ્કીમે કે કમિટીએ સેક્રેટરીને અધિકાર આપ્યો છે તેવો કોઈ અધિકાર પ્રમુખ ઉપપ્રમુખને આપ્યો નથી. છતાં કાયદાકુશળોના સહકારથી સત્તા જમાવવાનો મોહ જાગ્યો હોય તો ઈશ્વર જાણે.

ઉપરના પ્રખર પ્રકરણથી પ્રતીત થાય છે કે, અમીનશ્રી અને પંડયાશ્રીતો પાઠશાળાની સ્કીમમાં પ્રમુખનેજ સર્વસત્તાધારી સ્વતંત્ર સમજીને સમસ્ત ભાર સમારોપણ કરીને ઉપરનો વ્યવહાર કર્તા થયા છે અને પ્રમુખશ્રી પણ એવોજ આટાટોપ આડંબર થઈ પડયા છે. પરંતુ હવે જ્યારે કાયદાના શબ્દ ઉપરજ આધાર ટાંકવા મંડયા છે તો ડીક્રીમાં એવી કશીજ સત્તાનો ઉલ્લેખ શબ્દથી કર્યો નથી. કદાચ માનો કે–પ્રમુખ તરીકેની કુદરતી સત્તા હોઈ શકે? તો તે પણ છ વર્ષ સુધી કદાપિ બતાવા આવ્યા નથી. પૂર્વના આચાર્યો પ્રમુખ તરીકે મીટીંગમાં બિરાજ્યા છે અને પત્રવ્યવહારો પણ કર્યા છે. પરંતુ પ્રમુખ તરીકેની આવી સત્તા વાપરી હોય એમ જણાતું નથી. કદાચ સત્તાધારી કમીટીએ કાંઈ સત્તા આપી હોય તો ઠીક છે. તા. ૩–૧–૬૫ની મીટીંગના પ્રારંભથી કમીટીને નહિ ગણીને જેમ તેમ યથેચ્છ સત્તા બજાવવા મંડયા છે. પણ એવો શબ્દ ડીક્રીમાં નથી. શબ્દપ્રમાણ વિના કશું થઈ શકે નહિ. એટલે આ તો ઉધડ ઉભાંગડ થઈ પડયા છે એમજ કહેવાય.

"૪૬ બોમ્બે લૉ રીપોર્ટર" એમ આરંભ કરીને લૉ રીપોર્ટર અને આ કેસની સરખામણી કરવા ગયા છે તે બંધબેસતી નથી.

કેવળ કાયદાની દમદાટી પુનઃ પુનઃ પદે પદે અપાય છે, જેથી કાંઈપણ વિષમ સર્વના વતી કહેવું પડે છે. જ્યારે હાઈકોર્ટે પાઠશાળા માટે કરેલી ડીક્રીનો અર્થ શિષ્ટાચારને અનુસારે ઘટાવવાનો પંડયાશ્રી ભણે છે ત્યારે ૪૬ બોમ્બે લૉ રીપોર્ટર અને ઉમરેઠ મંદિરના ટ્રસ્ટીઓ માટે ચેરીટી સાહેબે આપેલું જજમેન્ટ ખરી રીતે પાઠશાળાને લાગુ કરી શકાય નહિ. એ સર્વેનો વિષય ભિન્ન ભિન્ન હોઈ શકે. ૪૬ બોમ્બે લૉ. રીપોર્ટર જેના માટે થયો હોય તેનો ઉપયોગ તેઓ કરે. ઉમરેઠવાળા ચેરીટીના જજમેન્ટનો ઉપયોગ કરે. અને પાઠશાળાવાળા શિષ્ટો એમને માટે ઘડાએલી ડીક્રીનો ઉપયોગ કરે. એમાં કોઈને કશો વાંધો નથી. આ બાબતને બીજા ભલે ન માને પણ પંડયાશ્રીને તો માન્યા વિના છૂટકોજ નહિ અને પંડયાશ્રી સ્વીકૃત અર્થને પાંડેશ્રી અને અમીનશ્રી વાંચશે અને વિચારશે તો તત્કાળ સ્વીકારવોજ પડશે. વિદ્યાગુરુનું તો માનવુંજ પડે. ડીક્રીના ગમે તેવા અર્થો ઘટાવો પરંતુ આ વિષમ સમયે પંડયાશ્રીએ પંડાથી ઘટાવેલો અર્થ શિષ્ટાચાર સંપ્રાપ્ત સર્વેએ સ્વીકારવોજ પડશે. બીજા અર્ધદગ્ધો પણ સમજીને પાછા વળી જશે. એમ થતાં સર્વેને ૐ શાંતિઃ શાંતિ થશે. 'अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः" આ નીતિ સુસંગત છે.

"મારા મત પ્રમાણે તા. ૩-૧-૬૫ના રોજ કરેલો ઠરાવ નં. ૬ ગેરકાયદેસર છે અને કરેલી નિમણુંક આપોઆપ રદ છે અને નિમણુંકને આધારે એ સદ્‌ગૃહસ્થે જે જે કામો કર્યાં હોય તે ગેરકાયદેસર હોઈ કમીટીએ તે કાયદેસરનાં કરવાં જોઈએ." આ પ્રમાણે પંડયાશ્રી જે અભિપ્રાય આપે છે તે સ્વાચરણથી અને સ્વસ્વીકૃત શિષ્ટાચારથી વિરુદ્ધ હોઈ અમોને માન્ય નથી. નવા નિમાએલા મંત્રીએ કાઢેલા એજન્ડા ઉપરથી પાઠશાળામાં તા. ૨૬-૯-૬૫ના રોજ આચાર્યશ્રીના પ્રમુખપદે મીટીંગ મળી અને વકીલોનો અભિપ્રાય લેવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો તેને શી રીતે રદ કરી શકશે ? મૂળને કાપવા કુઠાર વળગાડયા

જેવી વાત છે. ગેરકાયદે થયું એટલે આપોઆપ રદ થયું એમ કહે છે. હજી તો ગેરકાયદે ઠરાવવામાં વિવાદ ચાલે છે. ગેરકાયદેસર ઠર્યા પછી રદ કરતા હોય તો ઠીક છે. ગેરકાયદે ઠરાવવાની સત્તા કેની છે? એ પણ વિચારણીય છે. કમિટીએ તો સર્વાનુમતે નિમણુંક કરી છે એટલે એણીનો અધિકાર તો છેજ નહિ. ફરી કમીટી મળીને ગેરકાયદે ઠરાવે એતો અત્યંત અશકય છે. કરેલી નિમણુંક અને તે નિમણુંકને આધારે જે કાર્યો કર્યાં હોય તે પણ ગેરકાયદે હોઈને કમીટીએ કાયદેસરનાં કરાવાં જોઈએ " એમ કહે છે એ તો અતિવાદ છે. જ્યારે કમીટીએ સર્વાનુમતે નીમેલા સેક્રેટરી અને તેણે કરેલાં કાર્ય રદ થાય તો પછી પૂર્વના સેક્રેટરીએ તેમજ સભ્યોએ કરેલાં કાર્યો અવશ્ય રદ થવાંજ જોઇએ અને ફરીથી મીટીંગ બોલાવીને મંજુર કરાવી લેવાં જોઈએ. ન્યાય આગળ પક્ષ દષ્ટિને સ્થાન ન હોવું જોઈએ. સ્કીમના આરંભથી સર્વાનુમતિનો અર્થ "હાજર મેમ્બરો" એવો કરીને બીજા સભ્યોની સંમતિ લીધી નથી. ભલે અમીનની પેઠે વિરોધ ન કર્યો હોય તો પણ કાયદાની દષ્ટિએ તો સર્વ સરખા હોઇને તેમણે કરેલાં કાર્યો રદ કરીને ફરીથી મંજુર કરાવવાં પડશે. જ્યારે સર્વાનુમતે વિના વિરોધે નિમાએલા સેક્રેટરી રદ થાય તો પૂર્વના ચાલુ પણ બધા સભ્યો અને તેમણે કરેલાં કામો પણ અકામે પણ આપોઆપ રદ થાયજ. આ આત્યંતિક પ્રલય જેવું કરવું પડશે. પંડયાશ્રી ભણે છે એ દષ્ટિએ તો એકલા સેક્રેટરી માટે નહિ પણ ચાલુ સર્વને માટે કાયદો લાગુ પડશે. એમાં જૂનાની મ્હોબત રખાશે નહિ. સર્વે એક પાડમાં છે. "આવ્ય બાઈ તું પણ મારા જેવી થા" એના જેવું થશે. કમિટીને સાવ બરખાસ્ત કરીને નવી જાતની સર્વાનુમતિ કરીને નવી કમિટી રચવી પડશે. પ્રમુખ, ઉપપ્રમુખને પણ વિમુખ રહેવું પડશે. સભ્યો વિના એકલા કોરમ કેનું કરશે? એમ થાય તો કમિટીનો તમાસો જોવાની રમુજ સારી આવશે. પદ્ધતિસર નિમાયેલા મંત્રીને વર્જીને હવે કાયદાનો અમલ કરવાનું રાખે

તો ઉપરોક્ત ઉપાધિને સ્થાન નહિ રહે. બીજાને ઉપાધિમાં નાખવા જતાં પોતાને અખૂટ ઉપાધિમાં પડવાનો પૂરો પ્રસંગ આવે છે. "ખોદે તે પડે" એવી કહેવત છે. આ કિસ્સામાં અતિવાદ કે હઠાગ્રહ સિવાય કશો સદર્થ નથી. વિષમ વદવાનો વખત સ્વયં લાવ્યા છે. હાલમાં પરસ્પરના વિશેષ પ્રક્ષેપને લીધે ઉમરેઠ મંદિરના ટ્રસ્ટીઓ માટે થયેલો એક કાયદો ૫૫ વર્ષથી ચાલતી પાઠશાળામાં પંડયાશ્રીએ પધરાવ્યો ત્યારે એક અન્ય વકીલ ભાઈએ એજ કાયદો ૪૩ વર્ષથી ચાલતી ટેમ્પલ કમીટીમાં સભ્ય નીમવાની બાબતમાં વડોદરા ચેરીટી આસીસ્ટન્ટ સાહેબ પાસે પધરાવ્યો છે તે પુણ્ય સ્થાનમાં ઉમરેઠનો કાયદો અડાવા અડપ્યા છે તે સ્થાને નથી. આ તો વિરોધનો ધંધો જ લઈ બેઠા હોય તેમ જણાય છે. નામદાર હાઈકોર્ટે કરી આપેલી બન્ને સ્કીમો અને તદનુસારે નિમાયેલી કમીટીની પણ કીંમત તો કોડી કરતાં પણ કમી કરી છે. કશો વિવેક વિચાર વિભાગ કરવા રહ્યા નથી. પ્રહાર ઉપર પ્રહાર કરતા જ રહેવું. આ સ્થિતિમાં અમે તો પંડયાશ્રી પ્રતિજ્ઞાત અભ્યસ્ત પ્રશસ્ત શિષ્ટાચારને જ વળગી રહેશું. કાયદાવાળા તેઓ કાયદાને વળગી રહેશે. પરસ્પરનુ મૂળ યુદ્ધ ભલે ચાલતું. લોકોને વાતોનો રસ સારો આવશે. યુદ્ધની વાતો અતિરમ્યં મનાય છે.

"આ કમીટીએ ભૂતકાળમાં ભૂલો કરેલી હોય તેથી તે કાયદો થતો નથી, કાયદા વિરુદ્ધનું કાર્ય તો આપોઆપ રદ છે. એટલે નવા સભ્યની કરેલી નીમણુક આપોઆપ રદ છે."

"શુદ્ધ બુદ્ધિની આવી ભૂલ કરેલી હોય કે એવી ભુલોની પરંપરા થઇ હોય તો પણ આવી ભૂલો કાયદેસર ઠરતી નથી. તા. ૩–૧–૬૫ના રોજ ઠરાવ નં. ૬ થી કમીટીએ નીમેલા સદ્‌ગૃહસ્થની નીમણુંક કરવી હોય તો તે બાબતોનો કાયદેસર એજન્ડા કાઢી બધા હયાત સભ્યોની સંમતિ મેળવીને નીમણુક કરી શકાય છે." આ પ્રખર પ્રેરેગ્રાફ તો વધુ વિચારને માગે છે (પાછળના પેજમાં છે)

"વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ સઘળો સાર" આ ન્યાયે વાંચીને વસ્તુ વિચાર કરવામાં આવે તો કમીટીએ અલ્પ પણ ભૂલ કરી નથી. કારણ કે ડીક્રી પ્રમાણેજ શુદ્ધ બુદ્ધિથી વ્યવહાર કર્યો છે ડીક્રી જ પરમ પ્રમાણ છે. ડીક્રીમાં "વ્યક્તિગત નહિ પણ જોઈન્ટ હક છે" એવો શબ્દ નથી. પંડયાશ્રી ભણે છે એવું વિધાન હોય તો કમીટીએ ભૂલ કરી છે એમ કહેવાય. ડીક્રી જોતાં શિષ્ટાચારને જ માનીએ તો પણ ચાલે તેમ છે. ડીક્રી પ્રમાણે આચાર કરેલો હોવાથી શિષ્ટાચાર કહેવાય છે. માટે કમીટીની ભૂલ કહેનારા જ દિશા ભૂલી ગયા છે. પંડયાશ્રીએ કહેલા ઉઘાડા પ્રતિપાદન પ્રમાણે તો એવો ચોખ્ખો અર્થ નીકળે છે કે—

ભૂતકાળમાં ભૂતપૂર્વ કમીટીએ ૫૫ વર્ષ સુધીમાં કાયદા વિરુદ્ધની નકરી ભૂલોજ કરી છે, એટલે ભૂતપૂર્વ કમીટીએ જે જે કાર્યો કર્યા છે તે પણ આપોઆપ રદ થવાને પાત્ર છે. એમાં ભૂતપૂર્વના સર્વ સભ્યોને ભૂલો કરનારા, કાયદા વિરુદ્ધનું કૃત્ય કરનારા ઠરાવીને પ્રકૃતમાં નવા સભ્યની નિમણુકને આપોઆપ રદ ઠરાવેલ છે. તાન તો એક નવા સભ્યને રદ કરવાનું છે. પરંતુ તેમાં જૂના સભ્યોને પણ લેતા પડે છે. કોઈ મહાજન શિષ્ટાચારને પ્રમાણ તરીકે લેવા ન જાય એટલા માટે ભૂતપૂર્વનાને પણ ભૂલો કરનારા ઠરાવીને પણ મંત્રીને રદ કરવા માગે છે. ભૂતપૂર્વ સભ્યોની ભૂલો જ્યારે ચલાવી લેવાય નહિ ત્યારે આધુનિકોની તો ચલાવી ન જ લેવાય એમાં કંઈ કહેવાનું રહેતું નથી, જો કે ભૂલો કરવામાં તો પોતે પંડયાશ્રી પણ આપોઆપ આવી જાય છે. ૨૪ વર્ષ આ વહીવટમાં રહ્યા છે. અમીનશ્રીતો ૨૮ વર્ષથી ભૂતપૂર્વના છે. પોતે પ્રથમ ભૂલો કબુલ કરીને જાતે જ જનતાને જાહેરમાં જણાવવું જોઈશે કે અમોએ ભૂલો કરી ભૂલો થવામાં શુદ્ધ બુદ્ધિ (અજ્ઞાનાદિક દોષ) હોય કે દેખાદેખી થઈ હોય તેને પણ ચલાવી લેવા માગતા નથી, એટલે ૫૫ વર્ષથી થતી ચાલી આવતી કાયદા

વિરુદ્ધની શુદ્ધ બુદ્ધિની પણ ભૂલોને પણ ક્ષમા કરવા ઇચ્છતા નથી. શિક્ષા કરવા ઇચ્છે છે. ભૂતપૂર્વ કમિટીની ભૂલોનું સમર્થન કરીને પણ વારેવારે ૩-૧-૬૫ના કમિટીના ઠરાવને રદ કરવાની હઠીલાઇ આદરી છે, હઠાગ્રહ સિવાય કશો સદર્થ નથી. કાયદા વિના બીજી કશી વાત જ સૂણવા માગતા નથી. વળી વળીને અમીનશ્રીની વાતને પુષ્ટિ આપવા આડાઅવળા પેરેગ્રાફો ગોઠવ્યા હોય એમ ભાસે છે.

"તા. ૩-૧-૬૫ ના રોજ ઠરાવ નં. ૦૬ થી કમીટીએ સદ્ગૃહસ્થની નિમણુંક કરવી હોય તો તે બાબતનો કાયદેસર એજન્ડા કાઢી બધા હયાત સભ્યોની સંમતિ મેળવીને નિમણુંક કરી શકાય છે" આ જે ઉપાય બતાવ્યો છે તે ઉત્તમોત્તમ છે પણ યમપુરીના માર્ગ જેવો વિકટ છે. મંત્રીપણે સદ્ગૃહસ્થની નિમણુંકતો કમીટીએ સર્વાનુમતે વિના વિરોધે ચાલતા આવતા શિષ્ટાચાર અને કાયદા મુજબ કરી દીધી છે એટલે ફરીથી કમીટીને કરવાની રહેતી નથી. કમીટી તો સ્વમાનની ખાતર પણ કરેલી નિમણુંકને વળગી રહેશે. સુકૃતિઓતો અંગીકૃતને પરિપાલન કરે છે. ફરીથી આ પ્રપંચ પંચાયતને કરે કોણ ? અને કેવી રીતે કરે તો પાર પડે ? એનો કશો નિર્ધાર થાય તેમ નથી. આવી મહેનતનો સેક્રેટરી કે જે સભ્યને મહામોહ હોય અને જેને સભ્ય બનાવવામાં આગ્રહાતિશય હોય તેણેજ કરવી પડે. બીજાઓ તો તાલી ટીપણુ કરે અને છેટેથી તમાસો જુએ અને અંતરાય કરવાના અખતરા રચે અને મત વખતે વિમત થાય. એટલે આ અશક્ય છે. હવે કોણ એજન્ડો કાઢે તો કાયદેસર કહેવાય ? એ પણ એક મહાપ્રશ્ન ઘણી ગુંચવણીવાળો આવશે. કારણકે એજન્ડા કાઢવાનો અધિકાર કોઈનો પણ સ્કીમમાં નક્કી કર્યો નથી. સભી સબળીયા છે. એ કામ પ્રમુખ કે ઉપપ્રમુખ કે બીજા કોઇ કરવા જશે તો વળી કાયદાવિરુદ્ધની ભૂલો થવાનો આક્રોશ આવશે. અને ભૂલોની પરંપરા અગ્રેઅગ્રે અધિક વધતી જશે. અતિ અનવસ્થા થશે. ૨૫ વર્ષના લાંબા વખતમાં પુરા ( ચૌદ ) મેમ્બરો તો ક્યારેય ભેગા મળ્યા

નથી. કોરમ પાંચનુ છે. તે પણ ૨૫ વખત થયુ નથી. સરક્યુલરથી કામ લેવામાં પણ વાધો ઊઠે છે, એક વખત સ્કીમના આદેશ મુજબ ડોકટરનો પગાર વધારવા સરક્યુલર કાઢયો હતો, તેમાં પંડયાશ્રી અને શાસ્ત્રી હરિજીવનદાસે વિરોધ કરેલો કે–મીટીંગ મેળવીને કામ કરવું એ રીતસરનું ગણાય, અથવા એક જ સરક્યુલર વારા ફરતી સર્વના ઉપર મોકલવો જોઈએ. પરંતુ જુદા જુદા પત્રથી નહિ. એટલે એ વિધિ પણ કાર્યસિદ્ધમાં ઉપયોગી થાય નહિ વળી આવી મફતીઆ મહેનત કરવાની ઉત્કંઠા કોને થાય ? ચૌદ સભ્યો એક અભિપ્રાયવાળા થવાનો સંભવ નથી, એકાદ વાંધો લેનાર વિરોધી મળી જ રહે. એકાદ સભ્ય ના કહેનાર મળે તો ઉમરેઠની મીટીંગ જેવી અવદશા અવશ્ય આવે. આ બધા ચાળા તો કાર્યસિદ્ધમાં અંતરાય કરવા માટેના ઘડી કાઢયા છે. આવી કમીટી નીમાય તો અભૂતપૂર્વ અશ્રુતપર્વ પ્રશંસનીય પ્રવર કહેવાશે. નૂતન વર્ષે તેને પ્રથમ અભિનંદન મળશે. પરમેશ્વરની કૃપા સિવાય કદાપિ બનવા યોગ્ય નથી. આમાં કોઈને કોડી પણ વેતન મળતું નથી. તે જો મળતું હોય તો કોઈ સ્વાર્થપર યથાકંથચિત્ મહેનત કરનારો મળી રહે. ઘરનું ભાડું ને ઘરનું ખાવાનું ને કાયિક કલેશ તો જુદોજ ભોગવવાનો, ઘરનો ધંધો પડતો મૂકવો પડે એતો જુદીજ વાત છે. એવો સેવાભાવી મળવો મુશ્કેલ છે. પંડયાશ્રી વાંછે છે એવી કમીટી થાય તો ન ભૂતો ન ભવિષ્યતિ કહેવાશે. અને સંપ્રદાયમાં પંડયાશ્રીને સર્વ કોઈ વાહવાહ ધન્ય ધન્ય કહેશે. ઉપાય તો પરમોત્તમ પ્રદર્શાવ્યો હોવાથી ઘડીભર ઉપકાર તો માનવો પડશે. ભૂતપૂર્વના સર્વને બાતલ કરવા અને નવી નીમણુક કરવી આ નટખટ અને ખટપટ કરવા કોણ નવરા છે ? તે ગોતવો પડશે. જેમને અત્યાગ્રહ છે તે અમીનશ્રીને પણ આપોઆપ રદ થવુજ પડશે અને સભ્યપદે રહેવુ હશે તો ઉપરની બધી મહેનત કરવી જ પડશે. કારણ કે ન્યાય તો એકજ સર્વસાધારણ હોઈને વારાફરતી સર્વને શિર આવનારો નિશ્ચિત છે.

કેમ મેમ્બર થવાય છે? તેની હવે ખબર ખરી પડશે. પોલમ પોલમાં પેસી ગયા છે પણ હવે કાયદા આગળ પોલ ચાલશે નહિ. આ દાવાનળમાંથી કોઈ પણ બચશે નહિ. ટેમ્પલ કમીટીમાં પણ આ દાવાનળ, ૪૩ વર્ષે એક વકીલભાઈએ સળગાવ્યો છે. હવે તેની દુરંત દુર્દશાને ભવિષ્યમાં ભાળશે. કાયદા કાબેલો અત્યાર સુધી ગાઢ નિદ્રામાં પોઢી ગયા હતા. તેમાં કાયદા વિરુદ્ધનું કૃત્ય કરનારા ફાવી ગયા છે. પરંતુ હવે તો જાગરૂક થયા હોવાથી કાયદામાં કાનામાત્ર ભૂલને આવવા દેશે નહિ. તત્કાળ કાનપટીયાને પકડશે દિવા તળે અંધારૂ તો દૈવ નભાવે ત્યાં સુધી ચાલ્યાજ કરશે. કોઈ પૂછનાર નથી. અસ્તુ.

પ્રસંગાત્ એક અગમચેતી આપવાનું મન થાય છે કે – ૪૬ બોમ્બે લો રીપોર્ટર ન્યાયે આચાર્ય થવુ હશે તો ૬૪ જણની કે, તેથી ઓછી કમિટીની મંજુરી ચાલશે નહિ. અમુક ફાવતા ત્યાગી ગૃહીની સહીવાળું બીલપત્ર હવે ચાલશે નહિ. પૂર્વાચાર્યકૃત લેખો પણ હવે નકામા થશે. હવે તો આશ્રિતમાત્રની અનુમતિ ગૃહે ગૃહે ફરીને મેળવવી પડશે. થોડા વાંધો ઉઠાવશે તો નિમણુક બંધ રહેશે, કેમકે ગુરુ નીમવાનો અધિકાર આશ્રિતમાત્રનો વ્યક્તિગત નહિ પણ જોઇન્ટ નક્કી થયો છે. આવો પણ અવસર ઉપરોક્ત કાયદાની ન્યાયે આપો-આપ યદાકદાચિત્ આવશે જ. સંવત ૧૯૬૫ માં આવી ગયો છે તેને સર્વકોઈ સંપ્રદાયી જન જાણે છે વળી ચાલુ આચાર્યશ્રી આચાર્યપદે જેમ તેમ કાવાદાવા કરીને વિરાજ્યા પછી અને તે પહેલેથી પણ વાતવાતમાં અતિઅલ્પ અતિક્ષુલ્લક હેતુ માટે પણ જાતજાતની ભાત-ભાતની કમીટીઓ, પુરાતત્વ મંડળ, સમિતિ, સંસદ્, પરિષદ, સંમેલન, અધિવેશન, ઈત્યાદિક વિવિધ નામોથી ચિત્ર રચનાઓ કેવળ આત્મ-લાભના જ આંતર આશયથી કર્યા કરે છે. આ વાતને છાની નહિ રાખતા તેનાં લખાણો લખાને કે છપાવીને જાહેરમાં જણાવતા જાય છે. અને તેમાં પોતે પ્રમુખ તરીકે

વિરાજમાન રહે છે. આ બધુ ઉપરથી ઠીક જણાતું હશે અને મનસ્વી લાભ ઉઠાવતા હશે પરંતુ કોઈ કાયદાદક્ષ ઉપરનો કાયદો સર્વેનો મત લેવાનો લાગુ કરીને વાંધો ઉઠાવનાર મળશે તો ઉપાધિનો અવધિ રહેશે નહિ, એ એકાંતે વિચારવા જેવું છે. કોઈ કામ સહસા કરવું જોઈએ નહિ. કેમકે જે અવિવેક છે તે પરમ આપત્તિનું પદ થાય છે. આ તો એક પ્રકારનો વનવહ્નિ છે. તે વનવાસી સર્વને ભસ્મસાત્ કર્યા વિના રહેશે નહિ. ગમે તેવા મતો કે હોંશિયારી ધરાવતો હશે પણ આમાંથી કોઈપણ બચવા પામશે નહિ. પ્રમુખને તો પહેલા પકડશે. ઉપરોક્ત નવાંનવાં કૌતુક કરવામાં કશીજ સિદ્ધિ અદ્યાપિ મેળવી જણાતી નથી. તથાપિ અટકતા નથી. આગળ આગળ ગોઠવતા રહે છે. હિતની વાત મિત્રને કહેવી જોઈએ એ દૃષ્ટિએ આ આગમચેતી આપી છે. આતો જ્યાં ત્યાં અસ્થાનમાં કાયદાને અડાવતાજ જાય છે, તેથી અતિવાદથી આટલું ન છૂટકે કહેવું પડે છે તે ક્ષતવ્ય છે.

ઉપર પ્રમાણે દાવાનલની પ્રસંગાત્ વાત કરી. જેની ભૂલો કાઢવામાં મહાદોષ છે તેવા અત્યાર સુધીના શિષ્ટોની ભૂલો કાઢવાનો અધમ અવસર લાવ્યા છે તે અત્યંત અનુશોચનીય છે. પંડયાશ્રી પ્રદર્શિત અભિપ્રાય ગમે તેવો ઉમદા હશે પણ સ્વાચાર વિરુદ્ધ હોઈને આ ધર્માદા ટ્રસ્ટને કશો ફાયદો આપનારો થશે નહિ તે હવે પછીના વખતમાં જોઈશું. ઉમઠમાં કાયદો લગાડવાથી શો ફાયદો થયો છે? પંડયાશ્રીને તે પ્રત્યક્ષ છે. ખરું ખુલ્લુ કહીએ તો પરોપદેશે પાંડિત્ય કે વૃદ્ધા નારી પતિવ્રતા એ કહેવત જેવું છે. ઉપરના કારણુથીજ આટલું કડવું કહેવું પડે છે.

હવે અંત્યે "એટલે કમીટીના એક સભ્ય રા. રા. હરિકૃષ્ણભાઈ અમીને પોતાના તા. ૨૪-૬-૬૫ના પત્રથી જે મુદ્દો ઉઠાવી તા. ૩-૧-૬૫ ના રોજ ઠરાવ નં. ૦૬ સામે વાંધો ઉઠાવ્યો છે તે કાયદેસર છે એમ મારૂં માનવુ છે અને આવી નિમણુંકવાળો સભ્ય આ ટ્રસ્ટનું સભ્ય

તરીકે કે મંત્રી તરીકે કાંઈ કામ કરી શકે નહિ" આ રીતે આખરી ખરો અભિપ્રાય અમીનશ્રીની આખી તરફેણ ઉઘાડી કરતો આપ્યો છે.

આ તો પિષ્ટપેષણ જેવું હોવાથી અમારે પણ એ જ રીતે કરવું પડશે. અમીનશ્રી આ કમીટીમાં ૨૮ વર્ષથી વિદ્યમાન છે. હાલ સુધી પંડયાશ્રી પ્રદર્શિત કાયદાને તો બીલકુલ જાણુતા ન હતા. કોઈએ ભાન કરાવ્યાથી કિંચિત્ જાણુતા થયા છે એ સારૂ છે. ૨૮ વર્ષે મુદ્દો ઉઠાવીને વાંધો ઉઠાવ્યો છે તેને કાયદેસર માનીને સેક્રેટરીની નિમણુંકને રદ કરવાની મથામણ કરે છે એ જ ન્યાયે એવો જ મુદ્દો ઉઠાવીને એવો જ વાંધો ઉઠાવીને તેને કાયદેસર માનીને સેક્રેટરી પણ અમીનની નિમણુંકને પણ રદ કરવાની મથામણ કરે તો બરોબર ચાલે તેમ છે. કેમકે બન્નેની નિમણુંકો એક જ જાતની એક જ ન્યાયની અને એક જ સ્વરૂપ-સ્વભાવવાળી સર્વાંશે મળતી છે. અમીનશ્રીને પણ રદ થવાનો પ્રસંગ આપોઆપ આવે છે. કેમકે સં. ૧૯૯૨માં આચાર્ય સિવાયના છ જણાની હાજરીથી નિમાયા છે. બાકીના આઠ સભ્યોનો મત લીધો નથી. એટલું પણ સમજતા નથી કે હું સેક્રેટરીની નિમણુંકમાં વાંધો ઉઠાવવા ઊઠું છું તો એનો એ જ વાંધો સેક્રેટરી મારી નિમણુંકમાં ઉઠાવવા ઊઠશેજ. કેમકે કાયદા પ્રમાણે બન્નેની નિમણુંકોમાં સર્વાંશે સામ્ય છે. જેવી સર્વાનુમતિ અમીનશ્રીની નિમણુંકમાં છે તેવીજ સેક્રેટરીની નિમણુંકમાં છે. ગેરહાજરનો મત લીધો નથી. આ વાતને નાના બાળકો પણ સાનમાં સમજી જાય એવી સીધી ન્યાયની છે. "ખોદે તે પડે" એવી કહેવત છે. અમીનશ્રી મંત્રીશ્રીના કામને કાયદા વિરુદ્ધ સમજતા હોય તો એંજ ન્યાયે અમીનશ્રીનું પણ કામ કાયદા વિરુદ્ધનું ઠરતું હોવાથી બન્નેએ સહ નિવૃત્તિ લેવી જોઈએ. ૨૮ વર્ષ સુધી કાયદા વિરુદ્ધનું કૃત્ય કર્યું છે તો હવે છોડી દેવું જોઇએ. સમાન દોષમાં સામાને આક્ષેપ ન કરવો જોઇએ એવી નીતિ છે. ઉપર્યુક્ત આખું પ્રકરણ આદ્યંત મેળવીએ અને અંતઃપાત કરીને પ્રત્યવેક્ષણ કરીએ તો પંડયાશ્રી, પાંડેશ્રી અને અમીનશ્રી એ

સર્વેએ યદા તદા મળીને આ ઉઠાવ કર્યો હોય એમ જણાય છે, એકલા અમીનશ્રીની આ કાર્યવાહી નથી. પોતે હરિકૃષ્ણભાઇ અમીન અને વળી રાવબહાદુર હોઈને રાજમાન્ય ઓનરરી માજીસ્ટ્રેટ પણ હતા. વળી શ્રીહરિપરંપરાથી સત્સંગિશિરોમણીના કુટુંબમાં અવતરી આવ્યા છે. વળી એકજ ગામના અને એકજ જ્ઞાતિના સત્સંગિબંધુઓ છે. વળી ઘણાં વર્ષોથી કમીટીમાં સભ્ય તરીકે સ્થિર રહ્યા છે. એવા આ ભાઈ સહ સભ્યોને કાયદાની જાળમાં ગુંચવવાના અશુભ અભિપ્રાયવાળા ન જ હોય. વિવેક વિચાર વિભાગને કરે એવા ચતુરતર છે. તેમની આટલી બધી હદે જવાની ઈચ્છા તો નજ હોય, પરંતુ કોઇ માયાવીના પાસંગમાં આવી ગયા હોય અને વળી તેમાં પૂર્વગ્રહે બળ કર્યું હોય તેથી આ અણસર્જી અનુપયોગી અક્ષય્ય ઉપાધિમાં પોતે પડયા અને મિત્રભૂત સહ સભ્યોને પણ પાડયા. હજી સમજે તો સમય છે અને સર્વેના હિતમાં છે. ભગવાન્ શ્રીહરિકૃષ્ણ એવી સદ્બુદ્ધિને આપે એવી અભ્યર્થના છે. આ બાબતની અમારે પ્રકૃતમાં નિસ્બત નથી.

પ્રથમ અમીનશ્રી અને પછીથી પંડયાશ્રી અને તદનુયાયી પ્રમુખશ્રી કમીટીમાં સર્વાનુમતે ડીક્રીને અનુસારે નિમાએલા મંત્રીશ્રીને રદ કરવાનું કહે છે, પરંતુ તેના પુરાવામાં દિશાફેર દેખાય છે. પંડયાશ્રીના અભિપ્રાયમાંતો ૪૬ ઓમ્બે લો રીપોર્ટર અને ઉમરેઠ મંદિરના ચુકાદાને પ્રથમ મહત્ત્વ અપાયું છે. અમીનશ્રીના પત્રમાં તો તે વાત નથી, તે તો "ધારાધોરણ મુજબ એજન્ડા ઉપર કામ ચઢાવ્યું નથી, વધુ કામ તરીકે લીધું હોય તો તેનો અપેક્ષિત વિધિ કર્યો નથી, મંત્રી નીમવાનું કામ અગત્યનું નથી, હમણાં જ અમારા જાણવામાં આવ્યું, પ્રોસીડીંગમાં કર્તવ્ય કામની નોંધ કરી નથી, ધારાધોરણ મુજબ મીટીંગ રાખવી જોઇએ" વગેરે. એ રીતે ફરક છે. એટલે પંડયાશ્રીની પેઠે કાયદાથી મંત્રીને રદ કરવાનું કહેતા નથી. રદ કરવામાં તો બન્નેની એકમતિ છે પણ રદ કરવાના પુરાવામાં ભિન્નતા

છે. પંડયાશ્રીએ છેવટે તો એ બન્નેની એકાર્થતા સ્વાભિપ્રાય પત્રમાં સાધી છે. અમીનશ્રી માટે જ આ બધી મહેનત લીધી હોય એમ ચોખ્ખુ જણાય છે. આ તો પ્રસંગાત્ છે.

પંડયાશ્રી છેક છેલ્લે અભિપ્રાયના ઉપસંહારમાં "મારો અભિપ્રાય કાયદાના આધાર ટાંકીને આપવાનું એક જ કારણ છે કે—બધા સભ્યો કાયદાનું ધોરણ જાણી શકે અને ભવિષ્યમાં ભૂલ ન થાય એ જ છે" એમ પરમ કારણ કહીને અભિપ્રાયપત્રમાં સ્વહસ્તાક્ષરનો વિન્યાસ કરે છે.

અંતિમ અવસ્થાએ કાયદાના આધાર ટાંકીને દ. શાળાકમીટી સંસ્થાન વડતાલના પ્રમુખશ્રીને અભિપ્રાય આપ્યો તે સમધિક સુંદર છે. ભૂલો ન થવાની ભલામણ આપી છે તે પણ ભલી છે. બધા સભ્યો કાયદાનું ધોરણ જાણતા થાય એ પણ સારી વાત છે. ભવિષ્યમાં ભૂલ ન થાય એ તો અત્યંત અભિમત છે. ઉત્તર વયે કાયદાનો આધાર ઉમરેઠ મંદિરથી મળ્યો અને ટાંકવાનો શુભ અવસર મળ્યો અને પુણ્યસ્થાન (પાઠશાળા) મળ્યું એ તો અતિસરસ છે. અત્યાર સુધી કાયદાના અજ્ઞાત રહ્યા અને અંતે કાયદાનું જ્ઞાન થયું, એથી આત્યંતિક કલ્યાણમાં પોતાને અને બીજા બધાને પણ બહુ ઉપયોગમાં આવશે. સ્વકૃત કાર્યોમાં પોતાને ભૂલોની પરંપરા જણાઈ અને લાગતા વળગતાને તરત જણાવી દીધી એ તો અત્યંત સમીચીન છે. પરંતુ આ બધું પરોપદેશે પાંડિત્ય જેવું લોકો કહેશે એ મહાદુઃખ છે. અસ્તુ—

પંડયાશ્રીપ્રદત્ત અભિપ્રાયને મુખ્ય માનીએ તો હાઈકોર્ટની ડીક્રીનો કશો અર્થ રહેતો નથી, ડીક્રીમાં સભ્યોની નિમણૂકમાં સર્વાનુમતિ અને એ સિવાયનાં બીજાં કામોમાં બહુમતિ રાખી છે. સર્વાનુમતિનો અર્થ કમીટી વખતે હાજર સભ્યોમાં ઘટાવ્યો છે. એવો ડીક્રીના અર્થવાળો શિષ્ટાચાર ૩૦ વર્ષથી અવિચ્છિન્ન ચાલતો આવે છે. પંડયાશ્રીપ્રોક્ત અભિપ્રાયને માન્ય રાખીએ તો ડીક્રી અને તેને અનુસારે ૩૦ વર્ષથી ચાલતો વહીવટ અને વહીવટને કરતી કમીટીની પણ અધોગતિ

આપોઆપ આવે છે. આ તો સ્વધર્મનો ત્યાગ કરીને પરધર્મના આચરણ જેવું, તેમજ સ્વપરનો દ્રોહ કરવા જેવું અત્યંત અનભીષ્ટ થાય છે. અમો " સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ " એમ માનીને, પંડયાશ્રીપ્રદત્ત અભિપ્રાય પાઠશાળામાં કશા ઉપયોગનો નહિ હોવાથી અમોને માન્ય નથી. પાઠશાળા એ કાયદો લડાવવાનું સ્થાન નથી એટલું સમજાય તો મહત્ સુકૃત થશે.

જે જૂના મહાસભ્ય બહુ વર્ષો કમીટીમાં રહીને તેમાં નિષ્ણાત બનીને ડીક્રીનો અર્થ શિષ્ટાચારને અનુસારે ઘટાવવાની ઘટના ઘડવામાં અગ્રેસર હતા તેજ સભ્ય હાલ શિષ્ટાચારને અશિષ્ટાચારપણે અવગણીને અન્ય અર્થે અન્યત્ર થયેલા કાયદાને પ્રધાનપણે માનવા મનાવવા કટિબદ્ધ થયા છે એ આશ્ચર્ય છે.

પંડયાશ્રી " ભવિષ્યમાં ભૂલ ન થાય " એમ ભણે છે, તો ભવિષ્ય ક્યાંથી ગણવું ? જો તા. ૩-૧-૬૫ દિને સેક્રેટરીની નીમણુંક સર્વાનુમતે વિધિસર વિના વિરોધે થઇ છે, તેને પડી મૂકીને ભવિષ્ય ગણતા ભાખતા હોય તો કશી બાધા કે વાંધો નથી. કારણ કે આ વાંધો સાત માસે કે નવ માસે પાછળથી ઉઠાવ્યો છે. ભૂલ થઈ છે તો હવે કરશો નહિ, લોકોમાં કહેવત છે કે—ઉઠયા ત્યાંથી સવાર ગણવું અને ભૂલ્યા ત્યાંથી આંક ગણવા, એવી પણ કહેવત છે. ક્ષમા દયા કરવામાં એમ છે કે—જે અપરાધો થયા છે તેને માફ કરવામાં આવે છે પણ હવે કરશો નહિ. પ્રાયશ્ચિતમાં પણ એવો જ વિધિ શિષ્ટસંમત છે કે— પ્રાયશ્ચિત કરવાથી પાપ ટળી જશે પણ હવે કરશો નહિ. ફળદાતા પરમેશ્વર પણ ભક્તોનાં સંચિત ક્રિયમાણનો નાશ કરે છે. રાજધર્મમાં એક ધર્મ છે કે – " ભલે વધ કરવા યોગ્ય હોય પણ જો પુરોહિતને શરણે જઈને કહે કે, હવે અમો આવુ કર્મ કરીશુ નહિ તો તેમને રાજાએ છોડી મુકવા " આમાં આ ધર્મ શિષ્ટાચારસંમત છે. હાલ સુધી જેને સ્વપ્ને પણ ભૂલો માનતા ન હતા તેને હવે ભૂલો તરીકે ગણવા

લાગ્યા તો ભલે ભલે, પરંતુ આ ભૂલ જાણીને નહી પણ અજાણથી (શુદ્ધ બુદ્ધિથી) અને માનનીય શિષ્ટોના આચરણના અનુસરણથી થઇ હોવાથી અત્યંત ક્ષમા દયાને પાત્ર છે. ભૂલો એક જણે નહિ પણ નાના મોટા તમામે મળીને કરી છે. એટલે એમાં એજ ઉપાય ઉત્તમ છે. આમાં કાંઇ અશકય નથી, કશો ખર્ચો નથી, કોઇને કશું ખોવાનું નથી. સભ્યોને તો સર્વથા શોભતું છે. આ શુભ રીતે નિકાલ લાવવાનો હોય તો લાવી શકાય છે. આટલાથી સ્વોપાર્જીત વ્યવધાનનું સુખદ સમાધાન કરે તો સર્વને સારૂ છે. સેક્રેટરીને વર્જીને હવેથી ભૂલોને ગણવામાં આવે તો કાંઈક ન્યાયને સ્થાન મળે અને પક્ષપાતને પ્રસ્થાન મળે. સેક્રેટરી પણ ખરેખર અવસરે જવાબ માગી શકે છે કે, મારી નિમણુંકમાં ભૂલો કાઢો છો તો ભૂતપુર્વના તમો તમામે પણ એવી જ ભૂલોની પરંપરા ચલાવી છે એનું શું? ત્યારે કશો જવાબ આપી શકાશે નહિ, હકતો સર્વનો સરખો સંયુક્ત છે. સર્વેએ કરેલી ભૂલો લાંબા વખત ચલાવી છે અને જેમ સર્વેએ સહન કરી છે તેમ આ અલ્પ ભૂલ પણ સહન કરવી ઘટે. આટલી એક ભૂલ સહન કરીને પછીથી કાયદાની જાણ અને અમલ કર્યો હોત તો ઠીક કહેવાત. પોતે ભૂલ્યા અને બીજાને ભોળાઓને ભૂલાવ્યા, હવે તો ક્ષણપણ ભૂલ સહન કરવા માંગતા નથી એજ ભારે ભૂલ છે. એ વ્યાજબી નથી. ન્યાય નીતિનો પણ થોડો ઉપયોગ સમયે કરવો ઘટે. આ રીતે ભૂલ ન થાય તો કાયદાની કોર્ટો ઉઘાડી છે. અને કાયદા વિચક્ષણો તૈયાર છે. કાયદાનો ફાયદો તો બહુ વાયદાવાળો અને મન વાણી કાયાના કલેશવાળો અને બહુ વિત્તવ્યયવાળો હોઈને સહેલો નથી. અંતે તો એજ શરણ છે.

'ધર્મસ્ય તત્ત્વં નિહિતં ગુહાયાં' એની પેઠે કાયદાની ગતિ પણ અતિ ગહન છે "મુહ્યન્તિ યત્સૂરયઃ" એની પેઠે છે. પંડયા શ્રી વર વકીલ થયા છે પણ અત્યાર સુધી આ કાયદાને બીલકુલ જાણતા ન હતા. ૧૯૪૩માં એ કાયદો થયો છે. ઉમરેઠ મંદિરમાં ટ્રસ્ટીઓ વચ્ચે તીવ્ર

તકરાર પડી અને ખટલો કોર્ટમાં ગયો અને વિરુદ્ધમાં ચુકાદો આવ્યો ત્યારે કાયદાના ખરા જ્ઞાતા થયા. આ બાબતમાં પોતે ઠેઠ સુધી સામા હતા અને હજી પણ છે. આગળની મહાકોર્ટમાં જવાનો વિચાર હજી પણ ચાલુ છે. એટલે એ ચુકાદો સ્થિર નથી. કાયદાની ગતિ અતિગહન છે અને તર્કકુશળ કાયદાનિષ્ણાત વકીલો અનેક છે. અને પ્રતિભા-પ્રકર્ષવાળા ન્યાયાધીશો ભિન્ન ભિન્ન મગજના છે. કદાચ ફરી જાય તો પુણ્યસ્થાન પાઠશાળામાં કાયદો દાખલ કરનાર પંડયાશ્રીની શી ગતિ થાય? એ કહિ શકાય નહિ. આ બહુ ઉતાવળીયું પગલું ભર્યું છે. મહત્સુકૃત સ્થાન પાઠળાળામાં ઉમરેઠનો કાયદો અડાવી દીધો અને એવો અભિપ્રાય વિસંવાદમાં આપી દીધો એતો કમીટી ઉપર અત્યાક્રમણ કર્યા જેવું કહેવાય. હવે આ કાયદાનું પરિણામ શું આવશે તે તો જીવતા હોઈશું તો જોઈશું. જ્યારે કમીટીમાં હાજર સભ્યોની સર્વાનુમતિની નિમણુંકમાં અગણિત અડચણો આવી પડી છે. તો હવે ગેરહાજરની પણ અનુમતિ મેળવીને સર્વાનુમતે કરવાની આવશે ત્યારે વર્ષો સુધી ખાલી જગ્યા પૂરી શકાશે નહી એમાં સંશય નથી, કોઈને કોઈ વાંધો ઉઠાવનારો મળી રહેશે. સંપ્રદાયોપયોગી ધર્માદા ટ્રસ્ટ અને સેવાભાવી ટ્રસ્ટીઓને અને તેના વ્યવહારને લાભ થશે કે ગેરલાભ ? તે હવે પછી નજીકના ભવિષ્યમાં ભાળીશું. અત્યારથીજ વાર્તામાત્રથી કેવું વિપરીત પરિણામ વિક્ષોભકારક આવ્યું છે અને ભવિષ્ય કાળમાં આવશે ઉમરેઠની કમીટીમાં છ મેમ્બરો છે તેમાં તકરારને કારણે ત્રણ જગ્યા ખાલી પડી રહી છે. એવી દશા અર્ધદગ્ધ કાષ્ઠ જેવી ચાલે છે. પંડયાશ્રી પ્રથમ તો સર્વાનુમતિનો અર્થ કમીટીમાં હાજર સભ્યો એવો સમજતા હતા પરંતુ ઉમરેઠના અતિ અભ્યાસમાં આવેલા કાયદાપ્રકરણથી પહેલ વહેલું વિજ્ઞાન થયું કે, સર્વાનુમતિનો અર્થ વ્યકિતગત નહિ પણ સંયુકત છે. એટલે કમીટીની સંખ્યામાં આવતા હાજર ગેરહાજર તમામનો મત મેળવવો પડે. આ અભિનવ અર્થ અભ્યાસમાં પૂર્વે કદાપિ નહી આવેલો

હોવાથી કોઇને પણ ગળે ન ઉતરે એ સહજ છે. પંડયાશ્રીને આ અર્થનું અભિજ્ઞાન થયું તો મનમાં રાખીને "**न बुद्धिभेदं जनयेत्...जोषयेत् सर्वकर्माणि**" એમ શિષ્ટાચારસંમત કરવા જેવું હતું. હાઈકોર્ટની સ્કીમ મુજબ ચાલતી સંસ્કૃત પાઠશાળા અને દવાખાનામાં આટલી હદે જાહેરમાં જોર વાપરવા જેવું ન હતું. આથી તો પોતાનું જ અજ્ઞાન જાહેરમાં આવે છે. જૂના જનો તો પંડયાશ્રીએ કરેલા અર્થને શિષ્ટાચાર પ્રાપ્ત સમજીને પકડી રાખશે. હવે આ અર્થ એમને મનાવવો હશે તો કોર્ટના છેલ્લા હુકમ વિના માનશે નહિ. એટલે આ મહાદાખડો છેવટે કરવો તો પડશે જ. એમ નહિ કરતાં ડીકીમાં જ ઉપયોગી સુધારો સભ્યોનો સાથ સાધીને કરે તો સર્વને માટે મહત્ સુકૃતનું કામ છે.

કમીટીએ સર્વાનુમતે મંત્રીની નીમણુંક કરી છે તેને પદે પદે રદ કરવાનું કહે છે તે કેમ બનશે ? કમીટી પોતાના ઠરાવને વળગી રહેશે. હવે તો કાયદા કોર્ટમાં જાય અને કાયદાબાજોને રોકે અને તેમને રાજી કરે અને બીજી પણ બનતી તજવીજ કરે અને કોર્ટથી આ નિમણુકને ગેરબંધારણીય કાયદાવિરુદ્ધની ઠરાવી લાવે ત્યાં સુધી રદ થઈ શકે નહીં, ભલે અહી તહી તકરારો કર્યા કરે પણ કશું વળે નહી. લક્ષ્મીપ્રસાદજી મહારાજના દીકરા રાધારમણપ્રસાદજીએ નિવૃત્ત પ્રવૃત્ત આચાર્યશ્રી ઉપર કોર્ટમાં કેસ કર્યો છે કે ગાદી મારી હોવાથી મને સોંપી દ્યો અને ગેરકાયદે ખોટી રીતે પેઠેલા તેઓને રદ કરો એવી માગણી વર્ષોથી ચાલુ છે, તેથી શું ચાલુ આચાર્યશ્રી રદ થઈ ગયા ? છેલ્લી કોર્ટથી ગેરકાયદે નીમણુકને ઠરાવે ત્યારે જ રદ થાય એ ન્યાયની વાત છે. કમીટીએ તો સર્વાનુમતે ઠરાવ કરેલો હોવાથી કમીટીને તે રદ કરવાનો અધિકાર નથી. અને એમાં સ્વમાનનો મહા પ્રશ્ન હોવાથી એ ઠરાવને ભાવે કભાવે વળગી રહેશે. નીમણુકને આધારે મંત્રીએ જે જે કાર્યો કર્યાં છે તે તો પ્રમુખશ્રીએ જાતે કમીટીને આગળ ધરીને કાયદેસર બનાવી દીધાં છે એટલે કમીટીને કાયદેસર કરવાનાં રહેતાં નથી. મંત્રી અને તત્કૃત કાર્યો

કાયદેસર થઈ ગયાં હોવાથી હવે રદ કરવાની કોઈને સત્તા નથી એ તત્વ છે.

જ્યારે પૂર્વાપરના અનુસંધાન વિના સ્વાભિમત શિષ્ટાચારને પણ અવગણીને કેવળ કાયદા ઉપર મુખ્ય આધાર ઠરે છે તો પછી " મંત્રી નીમવાનું કામ એજન્ડા ઉપર ચઢાવ્યું નથી, વધુ કામ તરીકે લીધું હોય તો અપેક્ષિત વિધિ કર્યો નથી, નીમણુકની જાણ સભ્યોને કરી નથી, મંત્રી નીમવાનું કામ અગત્યનું નથી, ભૂતકાળમાં કરેલી ભૂલો કાયદેસર ગણાતી નથી, નીમણુક કરવી હશે તો ફરીથી એજન્ડા વિધિથી થઇ શકે છે, મીટીંગ બોલાવવાનું કામ મંત્રીને સોંપવામાં આવ્યું નથી, ઇત્યાદિક ચર્ચા ચાળા લાંબા કરવાની કશી જરૂર નથી. ૪૬ બોમ્બે લૉ રીપોર્ટર અને ઉમરેઠનું જજમેન્ટ બધી બાબતોના ખંડન માટે અલ છે.

પંડયાશ્રી પાઠશાળાની કમીટીમાં કાંઈ પ્રિય હિત કરવાની ઉત્કટ ઉત્કંઠાથી બહુ વર્ષો સુધી રહ્યા છે અને બહોળો અનુભવ પણ મેળવ્યો છે અને યથાશક્તિ પ્રયત્ન પણ કરી લીધો છે. પરંતુ અધ્યક્ષોએ ઉપજાવેલા નિર્વેદથી ચોખ્ખુ ચટ બોલ્યા છે કે, 'પાઠશાળાની વ્યવસ્થા અને ગતિ બહુમંદ છે." આ બ્રહ્મ વાકય પ્રમાણે અદ્યાપિ ચાલ્યા કરે છે, ઉત્તરોત્તર વ્યવસ્થા અને ગતિમાં વધુ મંદતા આવતી જાય છે. આ કાયદાનો અપરિચિત અતિઅશકય અભિપ્રાય આપવાથી વ્યવસ્થા અને ગતિમાં મંદતા મટીને અમંદતા શું આવી જશે ? એ એકાંતમાં વિચારશે. વ્યવસ્થા અને ગતિની મંદતામાં કોણ મુખ્ય કારણ છે તે પંડયાશ્રી અને બીજા પણ નવા જુના સભ્યો અંતરમાં જાણે છે. ઉઘાડુ કહેવામાં માલ નથી, માર મળે તેમ છે. ચાલતી વ્યવસ્થા અને ગતિમાં અધિક મંદતા ન આવે એ ઈચ્છવા યોગ્ય છે. એ માટે વિદ્યાવારિધિ શ્રીહરિ પ્રભુ પ્રત્યે પ્રભૂત પ્રાર્થના છે.

મીટીંગ વખતની એક વાત યાદ આવે છે તે આ પ્રસંગે જણાવી દીધા જેવી છે. પંડયાશ્રીના અભિપ્રાય પત્રને વાંચીને જ

ભયભીત બનેલા પ્રમુખશ્રી તેનો લવલેશ વિચાર કર્યા વિના કોઈની દોરવણીથી આ અભિપ્રાયને અંગીકાર કરીને તેમાંથી નીકળી જવાની એમ તેમ તજવીજમાં મંડી પડયા, સહ સભ્યોની શી દશા થશે? તેની જરા જેટલી પરવા કરવા રહ્યા નહિ. અણુસર્જી અનુપયોગી ઉપાધિવારિધિમાં આપ ડહાપણુથી પડયા અને દોઢ ડહાપણુથી સભ્યોને પણ લેતા પડયા અને હવે બધાને પડયા મૂકીને એકલા નીકળી જવા માગે છે એ અત્યંત અનુશોચનીય હોઇને શરમાવા જેવું છે. પાઠશાળામાં મળેલી મીટીંગમાં સર્વેથી પહેલા આવીને બહુધા સભ્યોની ગેરહાજરીમાં સભ્યોના નામો પ્રોસીડીંગમાં નોંધ્યા વિના એકદમ સ્વયં લખવા મંડયા અને સર્વ સભ્યોને સાંભળતાં બોલ્યા કે, હુ તો અભિ-પ્રાયને સ્વીકારીને આ ઉપાધિમાંથી નીકળી જયા માંગુ છું, મારી ઉપર કેસ થાય તો કોર્ટમાં જવુ પડે એવી ભયાતુર દશા દેખાડીને ઉપાધિમાંથી છટકી જવાય એવું થોડુ મનમાન્યું લખાણ પણ સભ્યોને જણાવ્યા વિના લખ્યું. પરંતુ પાછળથી સભ્યોએ આક્રોશ કરતા પડયું મૂકયું, પછીથી ન છુટકે બીજે માર્ગે વાત લીધી જે ઉપર આવી છે. સહ સભ્યોને પડયા મૂકીને પોતે એકલા કાયદાના સ્વીકારથી નીકળી જવા માગે છે એ દાનત સારી ન કહેવાય. આ વાત પણ તદ્દન ગાંડી છે. જયારે અમીન શ્રી કોર્ટમાં કેસ કરશે ત્યારે શું પ્રમુખને, આચાર્ય મહારાજશ્રી સમજીને છોડી દેશે? પૂજ્યપાદ પ્રમુખશ્રીને તો પ્રથમ નંબરે પધરાવવા પડશે. એ વિના કેસનો આરંભ જ અશકય છે. સાથેના સર્વેને સમાન ઉપાધિમાંથી વિમુક્ત કરવા પૂર્વક પોતે વિમુક્ત થવું જોઇએ એ સૌજન્ય સૌહાર્દને શોભતી વાત છે. ઊંડા કૂવામાં નાખીને ઉપરથી શિલા ઢાંકીદે એવું કામ નિંદ્ય કહેવાય. પ્રમુખશ્રીની આ રીતભાત સારી ન કહેવાય. આ એક દિવસનું કામ નથી. આ ઉપાધિમાં પડવાની જ કશી જરૂર નથી એમ અમારું માનવું શુભ હિતાવહ છે. આતો પ્રસંગાત્ પ્રવચન છે.

ઉપરોક્ત પ્રકરણની પર્યાલોચના કરતાં સ્પષ્ટ પ્રતીત થાય છે કે, ચાલુ આચાર્યશ્રી કાયદા પ્રવીણોની શીખામણથી સ્વહસ્તનો સઘળો વ્યવહાર નરેન્દ્ર રીતિએ ( કડક કાયદે ) ચલાવવા ચાહે છે. એમાં ભલામણ આદિક પોલને કે ક્ષમા, દયા સૌહાર્દ આદિક ગુરુગુણોને પણ સ્થાન આપવા માગતા નથી. માટે આ લાગતા વળગતા તમામે ચેતતા રહેવાની જરૂર છે. એવું અણિશુદ્ધ ચાલશે તો સંપ્રદાયનાં સદ્‌ભાગ્ય ગણાશે અને સભ્યો સાથ આપશે. આ પણ પ્રસંગાત્ છે.

પ્રમુખ પ્રમુખ્ય સભાસદોને અંતિમ વિનંતિ કે, આ અવિચારીત તકરાર આગળ અભિવૃદ્ધિ પામતી હોવાથી તેને થોડી વાર દૂર રાખીને પાઠશાળાનાં અગત્યનાં અનેક કામો જે એજન્ડા ઉપર ચઢાવેલાં લગભગ બે વર્ષથી રઝળતાં છે તેની ઉપર ખાસ ધ્યાન આપીને નિર્ણય પર લેવાય તો મહાપુણ્ય થશે અને સભ્યપદની સાર્થકતા થશે. ગાડું ઉલટ માર્ગે ચઢી ગયું હોવાથી મૂળ માર્ગ ભૂલી જવાયો છે. અલ્પ હેતુ માટે વધુની હાનિ થાય છે. પ્રમુખશ્રી ફાઈનલ નિર્ણય લેવા મીટીંગ બોલાવવાના છે તે વહેલી બોલાવે તો સારુ અને પાઠશાળાનાં અગત્યનાં કામોનો ફાઈનલ નિર્ણય લાવે તો સારું.

આ પ્રસંગથી એક વાત અવશ્ય કહેવી પડે છે કે, પાઠશાળાના દફ્તરની એક અબાધિત અવસ્થિતિ રહેવી જોઈએ. પ્રમુખશ્રી ૧૦-૯-૬૫ ના ગઢડાથી મંત્રી ઉપર લખેલા પત્રમાં (૨) "વૈ. પાઠશાળા કમીટીના રજીષ્ટર વગેરે રેકર્ડ તમામ અમારા કબજામાં છે. અને અમે લેખીત રીતે મેળવ્યું છે" એમ કહે છે. તા. ૬-૯-૬૫ના રોજ પ્રમુખશ્રી ઉપર લખેલા પત્રમાં મંત્રીશ્રી "વડતાલ કમીટીનું કામ કરતા શ્રી બાબુભાઈ પાસે પાછલાં દફ્તરો વગેરે જોવા ગયો ત્યાં માલુમ પડ્યું કે આપે તે શ્રી બાબુભાઈ પાસેથી આ કામ લઈને શ્રી કાંતીલાલને સોંપ્યું છે. તથા કમીટીનું દફ્તર આપે બંગલે મંગાવી લીધું છે એટલે મને જોઈતી માહિતી મળી શકી નથી. આ બાબતમાં જાણવા મળે છે કે, બાબુભાઈની

નિમણુંક કરેલી હોવાથી કમીટીની મંજુરી લીધી હોત તો તે સારૂ એમ મને લાગે છે." એમ કહે છે. સં. ૧૯૯૯ના ચૈત્ર વદી ૫ ને રવિવારે મળેલી મીટીંગમાં હાજર આઠ સભ્યોએ (નં. ૪) "આ કમીટીના કારકુન તરીકે કા. હરજીવન લાલચંદ શાહની નીમણુક કરવામાં આવે છે " આ રીતે ઠરાવ કર્યો છે. આરંભમાં અંબાલાલભાઈની નીમણુક કરેલી અને પગાર પણ નક્કી કરેલો. તે પછી હરજીવનની નીમણુક કરેલી. તે પછી બાણુપ્રસાદની કરેલી અને પગાર પણ આપવાનો નક્કી કરેલો. આ રીતની પરિસ્થિતિ છે. એટલે આ બાબત કમીટીની હકુમતમાં પરંપરાથી હોવાથી કમીટીના ઠરાવ સિવાય કશું અન્યથા કરી શકાય નહીં. આ રીતે અતિશય અવ્યસ્થિતિ પામેલા દફતરની સ્થિર સ્થિતિ રહે એ ઈચ્છવા યોગ્ય છે. આ પ્રસંગે મારે દફતર જોવાની જરૂર પડતાં અહીં તહીં લખાપટી કરી ત્યારે બહુ દિને પત્તો મળ્યો. મીટીંગ વખતે અથવા અન્ય વખતે કમીટીના સભ્યને જોવાની જરૂર પડે ત્યારે અહીં તહીં રખડપટી ન થાય એવી સુવ્યવસ્થા કરવાની પ્રમુખશ્રી તથા ઉપપ્રમુખશ્રી આદિક સભ્યોને વિનંતિ છે. આ કામને એજન્ડા ઉપર મૂકીને નિર્ણય લેવા માગતા હોય તો એજન્ડામાં પ્રમુખશ્રીએ મૂકવા સપ્રણામ વિનંતિ છે.

આ પ્રસંગથી એક વાત વિદિત કરવાનું મન થાય છે. પાઠશાળા કમીટીએ તા. ૩૦–૧૨–૬૨ની મીટીંગમાં ત્યાગી વિદ્યાર્થીઓને વડતાલ પાઠશાળામાં ભણવાની ફરજ પાડવાનો ઠરાવ પ્રમુખ આચાર્યશ્રી પ્રત્યે કર્યો છે. તેનો કશો અમલ નથી, ઉલટું અન્યત્ર જનારને ઉત્તેજન આપાય છે તે શોચનીય છે. આવી જ વ્યવસ્થા માટે પૂર્વે પ્રમુખશ્રી શ્રી પતિપ્રસાદજી મહારાજે વ. મં. જા. ૨ નં. ૯૪/૮૬, ૯૫/૮૬ થી બે પત્રો લખ્યા છે તેનું સ્મરણ પંડ્યાશ્રીએ તા. ૨–૬–૩૮ના રોજ કરેલા રીપોર્ટમાં કરાવ્યું છે. તેનો પણ કશો અમલ અદ્યાપિ થયો નથી. ઉપરના પત્રોને વાંચીને ચાલુ પ્રમુખશ્રી કંઈપણ અંશે અમલ થાય એમ કરે એવી પ્રાર્થના છે.

આ પ્રસંગે આ વાત પણ નિવેદનીય છે. ઉપર વર્ણવ્યા મુજબ ધાંધલ નહિ કરતાં અમીનશ્રીની અરજી બીજી અરજીઓ મુજબ એજન્ડા ઉપર આરોપીને કમીટીમાં સીધી મૂકી દેવાની હતી, કમીટીમાં તે સમયે જ યથોચિત ઠરાવ થઈ જાત, ટુંકમાં પતી જાત. વણમાગી વણમૂલી કાયદાની સલાહ લેવા જતાં સંપ્રદાયમાં સર્વસાધારણ ઉપાધિ આવી પડી છે તે વિચારવા જેવું છે. થવાનું હતું તે થઇ ગયુ, હવે કાંઈ નહીં.

આટલું તો અવશ્ય નીવેદનીય છે. જ્યારે નવા નીમાયેલા સેક્રેટરીએ કાઢેલા એજન્ડા પ્રમાણે તા. ૨૬–૯–૬૫ના દિને પાઠશાળાના મકાનમાં મીટીંગ ભરાઇ અને ઠરાવો થયા છે અને તે પ્રોસીડીંગમાં નોંધાયા છે. તો હવેથી મીટીંગના એજન્ડા પણ માનદ મંત્રીશ્રીના નામથી કઢાવવા જોઈએ તે ધારાધોરણ મુજબની વાત છે. કામો ભલે પ્રમુખશ્રી ઉપપ્રમુખશ્રી સભ્યો વગેરે મૂકે. એમ થાય તો કમીટીનું બંધારણ સચવાય.

અંત્ય અવસ્થાએ કાયદાના વિષયની અતર્કિત ઉપાધિમાં આવેલા અમો તો પંડયાશ્રીસ્વીકૃત શિષ્ટાચારની વિશિષ્ટતાનો ઇશ્વરપ્રેરિત અલભ્ય લાભ અયત્નસાધ્ય લઈને સુખીયા રહીશું. કાયદાવિરુદ્ધની કિલ વકીલાતમાં અત્યારે ઉંડા ઉતરવા માગતા નથી, એજ હિતાવહ સુગમ માર્ગ છે.

વળી આ ઉપાધિમાં અમો "**जीवन्तु मे शत्रु गणाश्च सर्वे येषां प्रतापेन विचक्षणोऽहम्**" "મારા શત્રુ ગણો નિત્ય જીવતા રહો, કે જેના પ્રતાપથી હું વિચક્ષણ થઇશ" આ નીતિએ દોષને ગ્રહણ નહિ કરતાં ગુણનેજ ગ્રહણ કરીને સુખીયા રહીશું.

ઉપર પ્રમાણે જે સત્ય નિવેદન અને અભિપ્રાય આપ્યો છે તેને અમીનશ્રી પણ જાણી લેશે. તેમના પત્રોના પણ આમાંથી જવાબ મળી રહે છે, કેમ કે મુદ્દા અર્થ તો એક જ મળતો છે.

સત્સંગ મહાસભા સંપાદિત સંચાલિત સંસ્કૃત પાઠશાળા અને દવાખાનાનું ઈલાયદુ ટ્રસ્ટ ૫૫ વર્ષથી જે તે રીતે ચાલતું છે તેને સભ્ય

આશ્રિતો બહુધા નહીં જાણતા હોવાથી તેમની જાણ માટે આ સંક્ષિપ્ત ઈતિહાસ પ્રસંગાત્ લખવાની મહેનત લીધી છે તેને આશ્રિતો સફળ કરશે અને સંતોષ વ્યક્ત કરીને આશીર્વાદ આપશે એજ અભ્યર્થના.

આ લેખમાં કાયદાનો પ્રશ્ન ગહન પદે પદે આવતો હોવાથી અને સત્ય નિવેદનના અટપટા પ્રસંગથી કંઈ અન્યથા લખાઈ ગયું હોય તો ક્ષીર–નીર ન્યાયે વિવેક કરીને વાંચી લેવું. વળી આમાં આડાઅવળા એવા પ્રસંગો ચિત્ર વિચિત્ર આવ્યા છે કે જેથી અમીનશ્રી આદિકને વિષમ કહેવાઈ ગયું હોય તો ક્ષમા કરવી. વળી આમાં ધ. આચાર્યશ્રી કમીટીના પ્રમુખપદે હોઈને કાયદાવિષયમાં અભિપ્રાય આપવાની ઉપસ્થિતિ કરી હોવાથી તેમને કંઈ સત્ય હિત ખાતર વિષમ કહેવાયું હોય તે આત્મીય માનીને ક્ષમા કરવા વિનંતિ છે.

પાઠશાળા દવાખાના કમીટીના પ્રમુખ ધ. આચાર્યશ્રીએ માગેલો ઉપર પ્રમાણેનો અમારો અભિપ્રાય શિષ્ટાચારાનુસારી હોઈને કાયદાનુસારી અમારી માન્યતા મુજબ સાચો અને સારો છે. શુભં ભવતુ.

" तनोतु कृष्णोऽखिलमङ्गलं नः "

---

## આચાર્યશ્રીએ વકીલ પંડ્યાશ્રીના માગેલા અભિપ્રાયની આખી નકલ—

(ઉપરના પ્રકરણમાં પરમોપયોગી હોવાથી આ સ્થળે આખી મૂકી છે.)

॥ **શ્રીહરિ** ॥

દ. શા. ક. ર નં. ૧૬/૧૯૬૫

**રા. રા. વકીલ ઇશ્વરલાલભાઇ**

લીગલ એડવાઈઝર. મુ. નડીયાદ.

વિ. વૈદ્યક–શાળા કમીટીના તા. ૩–૧–૬૫ના રોજ વાડીના બંગલે મળેલ મીટીંગમાં સદરહુ કમીટીના અ. નિ. સેક્રેટરી શ્રી **જસભાઇ**

મકનદાસ પટેલની જગ્યાએ રા. રા. શ્રી ગોરધનભાઇ દેસાઈભાઈ પટેલનું નામ જાહેર કરવામાં આવેલ. એ નામની સામે વાંધો દર્શાવતો, સદરહુ કમીટીના સભ્ય શ્રી હરિકૃષ્ણભાઈ મૂળજીભાઈ અમીનનો તા. ૨૪–૮–૬૫ ના આવેલ પત્રમાં સદરહુ નક્કી કરવામાં આવેલ નામ ગેરબંધારણીય છે અને તેને રદ કરવું જોઈએ તેમ જણાવ્યું છે. તે લખાણના આધારે શાળા કમીટીનું રજીસ્ટર અમારી પાસે નહિ હોવાથી તાકીદે હ. જા. ર. નં. ૮૮/ ૨૦૨૧ તા. ૩૧–૮–૬૫નું લખાણ કરી દરેક મેમ્બરોને મોકલવામાં આવેલ છે. જેની નકલ આ સાથે છે. તેમજ એજન્ડાની નકલ અને શાળા કમીટીની સ્કીમની નકલ આ સાથે સામેલ છે. તો આ અંગે તમારો અભિપ્રાય લખી જણાવશો.

સેક્રેટરી તરીકે શ્રી ગોરધનભાઈનું નામ જાહેર થયા બાદ ચાલુ સાલના જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રીલ, મે, સુધીનાં પગાર બીલો વિગેરે તેમની સહીથી પાસ થયાં છે. તેમજ દવાઓ અંગેનો ખર્ચ પણ તા. ૩૧–૮–૬૫ સુધી મંજુર કરવામાં તેમની સહીઓ થઇ છે. એજ તા. ૧૦–૯–૬૫

ન. આ. પાન્ડે આચાર્યશ્રી. સંસ્થાન વડતાલ. પ્રમુખશ્રી.
દવાખાના પાઠશાળા કમીટી. વડતાલ.

---

ઉપર્યુક્ત પ્રકારે શા. હરિજી.નો સત્ય નિવેદનશાલી અભિપ્રાય છે. આને મળતો જ શા. હરિબ. વિગેરે ત્યાગીઓ અને પા. ભીખાભાઇ તથા વકીલ મણીલાલ વિગેરે ગૃહસ્થ મેંબરોનો સત્ય અભિપ્રાય છે. વિસ્તારભયથી સવિવેચન યથાસ્થિત લીધો નથી.

આમાં રા. રા. ચોકસી સાહેબ કે જે મેંબરમાં નથી તથાપિ મળતાપણાને લીધે ખુદ આચાર્યે લેખિત માગવાથી તેમણે ઉપરથી મોંભત રાખવા પૂરતો જાહેરમાં જુદો અને ખાનગીમાં જુદો જવાબ આપ્યો છે. એમાં દ્વિજીહ્વાપણું જાહેરમાં આવે છે. જુઓ—તા. ૬–૧૦–૬૫

પંડયાશ્રી કરતાં પણ બીજા વધુ કાયદા ટાંકીને "બધા કાગળો વાંચી જોયા. હું ઈશ્વરલાલભાઇના મતની સાથે સંમત છું. **ગોરધનભાઈની નિમણુંક બરોબર નથી.** આપને યોગ્ય લાગે તો એડવોકેટ જનરલનો અભિપ્રાય લેવો" વિગેરે.

તા ૧૧-૧૦-૬૫ **આચાર્યશ્રી**—"આજે આપનો પત્ર મળ્યો, આ સાથે મારો અભિપ્રાય મોકલ્યો છે. **રૂબરૂમાં કહેલ તેમ** જે મેંબરને વાંધો હોય તે કોર્ટે જઈ આ વાતનો કાયદાથી નિર્ણય કરાવે તે વધારે સારૂ છે. **આજ સુધી આ કમીટીનો શું વહીવટ છે? તેમાં આ પ્રમાણેજ મેંબરો નિમતા** આવતા હોય તો તે પ્રમાણે થએલ કાર્યવાહીમાં આપે અસંમત થવાની જરૂર નથી. કમીટી **સમક્ષ શ્રી ઈશ્વરલાલના કે મારા અભિપ્રાયથી કમીટી પોતાનો ઠરાવ બદલશે નહિ** માટે શ્રી હરિકૃષ્ણભાઈનો વાંધો રજુ કરી **કમીટીને જે ઠરાવ કરવો હોય તે કરવા છુટ આપશો."** આ રીતે શુદ્ધ હિતાવહ અભિપ્રાય ચોક્કસ રીતે આપ્યો છે. આ ચોક્કસ અભિપ્રાય પ્રમાણે પંડયાશ્રી અને પાંડેશ્રી વર્ત્યા હોત તો કશી લાંબી કોર્ટ સુધીની ખટપટને સ્થાન ન હતું એ નિર્ણય છે પરંતુ પાંડેશ્રી કોઈનું પણ હિત વાક્ય માનવા ક્યાં તૈયાર છે? **"હિતને સાંભળે નહિ તે પ્રભુ નહિ અને હિતને કહે નહિ તે મિત્ર નહિ"** એવું નીતિ વાક્ય સરસ છે. "અભિપ્રાય આપવાથી કમીટી પોતાનો ઠરાવ બદલશે નહિ" એ જે ભવિષ્ય ભાખ્યું હતું તે પાછળથી સત્ય થયું છે અને ચો. હ. પ્ર. માન્ય શિષ્ટાચાર જ સર્વમાન્ય ઠર્યો છે.

મુ. કો ની રૂએ ઉપપ્રમુખ બનેલા શા. **વિષ્ણુપ્રસાદદાસે** પણ માગવાથી અભિપ્રાય આપ્યો છે તે તો અતિવિચિત્ર હોઈને સ્વયં બનવા જેવો સ્વાત્મઘાતી છે. અને આ ખોટી ખટપટમાં જાણે અજાણે ભાવે અભાવે સંડાવાએલા બધા વાદીઓ, નાના મોટા વકીલો અને

બીજા સહકારી સર્વેને પણ બહુ બનવા જેવો બેહુદી બન્યો છે. તા. ૨૩–૧૧–૬૫ **આચાર્યશ્રી** —" પ. ભ. વકીલ ઈશ્વરલાલભાઇનો તા. ૨૪–૯–૬૫ નો આવેલ અભિપ્રાય છે તે **ખૂબજ વિચારણીય છે. હાલમાં જે પરંપરા પ્રથાને વળગી રહી આગ્રહથી વગર વિચાર્યું એક તરફી ખેંચીને વધુ મેંબરોના સમર્થન બળે** કોઇપણ નિર્ણય લેવામાં આવે તો તે કાયદાની દૃષ્ટિએ બરાબર **વ્યાજબી** ન ઠરે તેવી સ્થિતિએ તે **આગ્રહ રાખનાર સભ્યો અને જેને માટે આગ્રહ રાખવામાં આવ્યો હોય તે બન્નેને** કાયદાનો નિર્ણય આવતાં **બનવા જેવું લાગે છે.** તેથી કરીને તેવી સ્થિતિએ કોઈપણ પગલું ભરવા સાથે અમો સંમત **નથી.** કારણ કે – કાયદાને આધારે હાઈકોર્ટમાં લેવાએલા નિર્ણયોને લક્ષમાં નહિ લઈ **એકતરફી આગ્રહ રાખી** વિરોધ દર્શાવતા હરિકૃષ્ણભાઈની **સ્વીકૃતિ** મેળવ્યા સિવાય પસંદ કરાતા સભ્ય જો ગેરકાયદે ગણાતા હોય તો **તે માટે કમીટીએ આગ્રહ ન રાખવો જોઇએ,** કે **જેથી** તેવા આગ્રહને લઇ પસંદ કરેલ સભ્યની **હાજરી** તથા તેમના મતથી કરાવેલું **કામ પણ ભવિષ્યમાં ગેરવ્યાજબી ઠરવાને પાત્ર બની રહે.** ઉપરાંત **કમીટીની બુદ્ધનું પ્રદર્શન થઇ રહે.** તેવા સંજોગોમાં ઉપસ્થિત કરવા **અમો વ્યાજબી** માનતા **નથી.** જેથી કરીને **ઉપરના લખાણને અનુસરી કમીટી વિચાર કરશે તેવી આશા રાખું છું,** અને મેં પોતે અભિપ્રાય ઉપર મુજબ જણાવ્યો છે. અને વકીલ ઇશ્વરલાભાઈનો અભિપ્રાય અમો **વિચારણીય અને વ્યાજબી ગણી સમર્થન કરીએ છીએ** "

આનો હવે અલ્પ **વિચાર** તથ્ય પથ્ય વ્યાજબી કરીએ – આમાં આગ્રહ કેનો છે? વગર વિચાર્યું એક તરફી ખેંચનાર કોણ છે? આમાં કોણ કેવા બને છે? કાયદાની વિશાળ દૃષ્ટિ શેમાં છે? હાઈ-કોર્ટમાં લેવાએલા નિર્ણયને કોણ લક્ષમાં લેતા **નથી**? આમાં ગેર-

કાયદેસર કરનારા કોણ ઠર્યા છે? બુદ્ધિનું પ્રદર્શન કેનું થયું છે? ભવિષ્યમાં કેનો મત ગેરવ્યાજબી ગેરકાયદે નક્કી થયો છે? કમીટી વિચાર નથી કરતી ? કે સમાવાડીઓ ? કમીટીમાં બહુમતિથી કામો થાય છે તે શું નથી જાણતા ? પરંપરા પ્રથાને તો પૂર્વના પંડયાશ્રી વિગેરે સર્વે સભ્યો વળગી રહ્યા છે તેને શું નથી જાણતા ? ખૂબ વિચારણીય અને વ્યાજબી અભિપ્રાય અંતે કેનો ઠર્યો છે ? અને વિરોધ કરનારા અમીનશ્રીની શી ગતિ થઈ છે ? જેથી વડોદરા ચેરીટી કોર્ટમાં આજ પાઠશાળામાં ભણેલા કો. વિષ્ણુને અધવચ દાખલ કરવા પડયા છે. અને બધા શુદ્ધોને બનાવનારા તો પાંડેશ્રી સ્વયં બને છે કે નહિ ? તે હવે પ્રત્યક્ષ જુવો. વળી કો. વિષ્ણુ. તો "વધુ **મેંબરોના સમર્થન બળે"** એમ મેંબરોની ટીકા કરવા જાય છે. પરંતુ પોતેજ એ વાત પૂર્વે અજમાવી છે. ટેમ્પલ કમીટીમાં દવાખાનાની ફેરવણી બાબતમાં ચાર ગૃહસ્થોએ અનધિકાર માનીને ના કહી ત્યારે ચાર ત્યાગીઓએ અધિકાર માનીને હા કહી. સરખા મત પડતાં વિ. કો. એ કાસ્ટીંગ મત આપ્યો અને મંજુર કર્યું. આ વિકટ સ્થિતિએ બીજા મેંબરોને નડીયાદ કોર્ટમાં કેસ કરવો પડયો છે. જેને પાંચમું વર્ષ ચાલે છે. હજી નિકાલ આવ્યો નથી. આ વાતને કો. વિષ્ણુ. કયાં નથી જાણતા ? (આવા અન્યાયથી હવે તો કોઠારીનો કાસ્ટીંગ મત કાયમ માટે રદ થયો છે અને આવા અન્યાયથી આચાર્યનો વીટો પાવર પણ રદ થયો છે.) આમાં કમીટીમાં નિમેલા સેક્રેટરી કાયદાથી સ્થિર રહ્યા છે, તે એકાંતે સ્વાંતે વિચારો. દિવા જેવું દિવ્ય દિગ્દર્શન દીર્ઘ છે. આમાં અમો થોડા દહાડા માટે ઉપપ્રમુખ બનેલાને બહુ કહેવા માગતા નથી. જો કે પોતે મુ. કોઠારી અને વળી શાસ્ત્રી અને વળી એક સભ્ય વિવેકી હોવાથી અમો મહાસભ્યોને આવા અનેક બીભત્સ શબ્દોથી અપવદવાની અવગણવાની ઇચ્છાવાળા તો ન હોય. પરંતુ એક તો સ્વાર્થ છે, તદ્દશાત્ આચાર્યપુષ્ટિકર્તાપક્ષે પ્રમુખ તરીકે ચઢયા છે, તદ્દશાત્

પ્રતિમારૂપને ભજનારા છે. તેથી આચાર્યે કરી આપેલા અર્વિતઅર્પણ લખાણમાં સહી કરી આપનારા સુસ્પષ્ટ છે.

ઉપર મુજબના મજબૂત અભિપ્રાયો લીધા પછી બહુ ઉહાપોહને અંતે ૨-૧-૬૫ ના દિને મીટીંગ રાખી. પ્રમુખે ઉપપ્રમુખને નામે એજન્ડા કઢાવ્યો (એકેયને અધિકાર નથી) એમાં કાર્યવાહીના ૧૧ નંબરો એમ તેમ મનસ્વી ગોઠવ્યા. આમાં પ્રમુખ સાથે નવ સભ્યોની મોટી હાજરી હતી. આમાં આ પ્રમાણે ઠરાવ થયો છે કે—૧ નંબરમાં ૨-૯-૬૫ ની મીટીંગમાં ઠરાવને અનુસંધાને ચોકસી સાહેબ વિગેરે ૧૦ સભ્યોના મંગાવેલા હોઈ આવેલા લેખિત અભિપ્રાયો પ્રમુખશ્રીએ રજુ કર્યા. એની ઉપર બહુ ઉહાપોહને અંતે સર્વ સભ્યોએ ઠરાવ કર્યો કે—“ પ. ભ. હરિકૃષ્ણભાઈએ આ કમીટીએ સર્વાનુમતે તા. ૩-૧-૬૫ ના રોજ કમીટીના સેક્રેટરી તરીકે કરેલી શ્રી ગોરધનભાઈની નિમણુંક જે કારણો બતાવી કમીટી સભ્ય હરિ-કૃષ્ણભાઇ રદ કરવાનું જણાવે છે **તે કારણોમાં કાંઇ વજુદ નથી.** આ કમીટીએ મજકુર નિમણુંક કરી છે **તે યોગ્ય અને વ્યાજબી છે અને ચાલતી આવતી પ્રણાલિકા તથા પરાપૂર્વથી પ્રચલિત રીવાજ મુજબની છે. એવું આ કમીટીનું મંતવ્ય છે.** એટલે તા. ૩-૧-૬૫ના રોજ આ કમીટીએ કરેલા મજકુર ઠરાવને **આ કમીટી વળગી રહે છે.** ઉપરના ઠરાવમાં પ્રમુખશ્રી પોતાનો મત **રીઝર્વ** રાખે છે.” આ પ્રમાણે ચોકસી સાહેબની ચોકસાઈ પ્રમાણે ચોક્કસ ઠરાવ થયો છે આ બાબત પંડયાશ્રીની નોટીસના જવાબમાં શા. હરિજી.એ આ પ્રમાણે જણાવ્યો છે. તેમાં એવો પણ એક ઉલ્લેખ છે કે “ આ ઠરાવમાં ઉપપ્રમુખ ડો. વિષ્ણુ. કંઈપણ બોલ્યા નહિ હોવાથી સર્વ સભ્યોની સંમતિમાં આપોઆપ આવી જાય છે. આ જોતાં જેમને એક પણ મત મળ્યો નથી એવા પ્રમુખની દશા તો ત્રિશંકુના તારા જેવી થાય છે કે નહિ ? તે જાણવા જેવી

બાબત છે." બીજા ઠરાવો સાથે નિસ્બત નથી.

આ પ્રવર પ્રસંગે કિંચિત્ તથ્ય પથ્ય કહીએ—મણિલાલભાઈ અને ઈશ્વરલાલભાઈ એ બન્ને ભગવન્નિષ્ઠ શુકલ નાથજીભાઈના પટ્ટ શિષ્યો છે. એટલે એ એમના ગુરુજી છે. બન્ને વર વકીલો હોઈ વકીલાત ચાલુ છે. અને પાઠશાળાના પરમ હિતેચ્છુ સભ્યો છે. અવસ્થાએ પણ સમાન હશે. ઈશ્વરલાલભાઈએ પ્રથા પ્રણાલિકા રીવાજ શિષ્ટાચારને પૂર્વે પ્રથમ બહુ માન લેખિત આપ્યું છે. હાલમાં એજ પ્રમાણે મણીલાલભાઈએ અન્યૂન માન પ્રથમ આપ્યું છે. જે કાયદાને વળગીને ઈ.લા. સેક્રેટરીને રદ કરવા માગે છે એજ કાયદાને અનુસરીને મણીલાલભાઈ નહિ રદ કરવાનું કહે છે. અને ઈ. લા. એ આપેલા અભિપ્રાયને **વજુદ વિનાનો** કહે છે. બન્નેના મંતવ્યમાં અત્યંત અનિવાર્ય ભેદ આવે છે. ૩–૧–૬૫ની મીટીંગનું પ્રોસીડીંગ સેક્રેટરી બાબતનું મણીલાલ વકીલ ભાલજાએ પંડયાશ્રી વકીલ ઈ. લા. ના મંતવ્ય વિરુદ્ધનું લખાવ્યું છે. આ વિમતિમાં શું શુદ્ધ તત્ત્વ મહત્ત્વ માન્યું હશે તે બીજાએ જાણવા જેવી બાબત છે. કાયદાને નહિ જાણનારા બીજા બિચારા તો "**यद्यदाचरति... लोकस्तदनुवर्तते**" એમાં કહ્યા મુજબ વર્ત્યા છે. પાછળથી કોર્ટોમાં પણ એજ મુજબ બન્નેની વકીલાતો બહુ લાંબી ચાલુ રહી છે. છેવટે આચાર્યે સર્વાનુમતે નિમેલા સેક્રેટરીની નિમણુંક કાયમ રહી છે એ પરમ પ્રમાણ છે. શ્રીહરિજી અને ગુરુજી અને પરસ્પર માનવામાં કંઈક ભેદ હશે તે તો આમાં પ્રયોજક નથી, કેમકે આ તો કાયદાની ઉચ્ચ બાબત છે. આમાં દોષ કેનો કહેવો? બીજા બને એનું તો કાંઈ નહિ, પણ સાતમી પેઢીએ જેમતેમ કાવાદાવા કરી ચઢી બેઠેલા ચાલાક ગણાતા પ્રમુખ પાંડેશ્રી બન્યા છે એ તો બહુ ખોટું કહેવાય. પાઠશાળાના મહાપુણ્ય કાર્યમાં પ્રમુખપણે વરેલા પાંડેશ્રીની વિમુખ દશા દેખીને દીલમાં દુરંત દુઃખ થાય છે, પણ કેની આગળ રડવું? કોઈ શ્રોતા નથી. ૧૨ સભ્યો પૈકી એક પણ પાંડેશ્રીના પક્ષમાં પ્રખર નથી એનો તો અત્યંત અનુશોક

સદા સાલે છે, કરવું શું ? અને જવું કયાં ? કોઠારી તરીકે ઉપપ્રમુખ પક્ષમાં ગણાય ખરા, પરંતુ તે પણ તેમનાથી વિરુદ્ધ વર્તનારા જાહેરમાં આવ્યા છે. ભવિષ્ય ભાખનારાજ ભવિષ્યમાં જૂઠા ભૂંઠા પડયા છે કે નહિ ? તે સ્વાંતે સ્વયં સમજે તો સારું. પા. ગોરધનભાઇ સેક્રેટરી તરીકે ધ્રુવ અચળ રહ્યા છે. સ્વસ્ત્યસ્તુ.

---

**(વચગાળાના વખતમાં પંડયાશ્રીએ આપેલી નોટીસ અને તેનો વાળેલો જવાબ.** પ્રકૃતમાં પરમોપયોગી હોવાથી સુજનોની જાણ માટે જાહેરમાં યથાસ્થિત મૂકી છે.)

## પાઠશાળાનો કબજો લેવા અંગે નોટીસ—

**નડીઆદ તા. ૨૮-૧૦-૬૯ પાંડેશ્રીની આજ્ઞાથી પંડયાશ્રીએ બે ત્યાગી શાસ્ત્રી સભ્યોને આપેલી નોટીસ.**

**(સાત દિનમાં સઘળો કબજો સોંપી દેવો અને નહિ સોંપો તો કાયદેસર પગલાં લેવાની આપેલી ધમકી)**

ધર્મધુરંધર આચાર્યશ્રી મહારાજશ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રી આનંદપ્રસાદજી પાંડે. સંસ્થાન વડતાલનાની સૂચનાથી તમો. (૧) સદ્‌ગુરુ શાસ્ત્રી હરિજીવનદાસજી. રહે. વડતાલ. (૨) સદ્‌ગુરુ શાસ્ત્રી હરિબળદાસજી રહે. વડતાલનાને આ નોટીસથી જણાવીએ છીએ કે—

તેઓશ્રીએ હ. જા. ર. નં. ૫૭૬/૨૦૧૬ તા. ૨૫-૬-૬૦ ના લખાણથી વડતાલની સંસ્કૃત પાઠશાળાનું નવું મકાન બાંધવા સારૂ તમો બન્ને જણ તથા સદ્‌ગુરુ પુરાણી ધર્મસ્વરૂપદાસજી, સ. પુ. પ્રભુતાનંદજી, સ. શા. નીલકંઠદાસજી ગુરુ કૃષ્ણપ્રિયદાસજી, સ. શા. વિષ્ણુપ્રસાદદાસજી, કોઠારી ચતુરભક્ત અને સ. શા. કૃષ્ણસ્વરૂપદાસજી એ સર્વેને ઉઘરાણું કરવા આજ્ઞાપત્રો આપેલા તમો સર્વે પૈકી કો. ચતુરભક્ત અને સદ્‌ગુરુ શાસ્ત્રી કૃષ્ણસ્વરૂપદાસજી ગુજરી ગયા છે અને બાકીના હયાત છે.

ઉપરોક્ત આજ્ઞાપત્ર પ્રમાણે તમો સર્વેએ જે જે નાણાં ઉઘરાવ્યાં હોય તેનો હિસાબ જુદો રાખી પછી વડતાલમંદિરને ચોપડે તે હિસાબ નાખવામાં આવશે તેવું આજ્ઞાપત્રમાં જણાવવામાં આવ્યું હતું. પાઠ-શાળાનું મકાન પૂરું બંધાઈ ગયું છે. અને તેઓશ્રીએ તેના કરેલા ઉદ્દઘાટન પછી પાઠશાળા નવા મકાનમાંજ બેસે છે. પાઠશાળાનું નવું મકાન બાંધવાનું કામ તે વખતના મુખ્ય કોઠારી તરીકે તમો હરિબળદાસજીને અને તમો નં. ૧ શાસ્ત્રી હરિજીવનદાસજીને સોંપવામાં આવ્યું હતું. ઉઘરાણામાંથી આવેલી તમામ આવક અને બાંધકામમાં થયેલા તમામ ખર્ચનો વહીવટ તમો બન્ને જણને હાથે થયો છે. સન ૧૯૬૪ના નવેમ્બર માસના અરસામા તમારી પાસે સંપૂર્ણ હિસાબ માગવામાં આવતાં તમો નં. ૨ શાસ્ત્રી હરિબળદાસજીએ જણાવેલું કે "પાઠશાળાના બાંધકામના ખર્ચાનો આવક જાવકનો ચોપડો, ડુપ્લીકેટ જમાબુક ફાઈલ વાવચરો વિગેરે શાસ્ત્રી હરિજીવનદાસ તમો પૈકી નં. ૧ પાસે છે. અને કંઈક શિલાલેખ વગેરે પ્રકારનું કામ અધુરૂ છે તે પૂરું કરાવે છે. કારણકે-જેણે રકમો આપી હોય તેનું નામ લખવું રહી ન જાય, તેમ જોવાની અને કરવાની તેમની ફરજ છે" તમો નં. ૧ શાસ્ત્રી હરિ-જીવનદાસજીએ જણાવેલું કે "હજી પાઠશાળા અને તેના અંગે લાયબ્રેરી વાંચનાલય પ્રેસ વિગેરેમાં બાકીનું પરચુરણ કામ ચાલે છે. એટલુંજ નહિ પણ રકમ આપનારનાં નામો શિલાલેખમાં લખવામાં પણ વિલંબ થાય તેમ છે હું માંદો થવાથી લખાવેલ રકમો મેળવવાનું કામ બન્યું નથી, આપવાના વાયદા છે. એમ આવક જાવક પૂર્ણ થઈ જાય તો હિસાબ તૈયાર થાય **અને તે બાંધકામ કરાવનાર પાઠશાળા કમીટીમાં રજુ કરી શકાય છતાં પાઠશાળાની મીટીંગ મળશે ત્યારે કમીટી જે નિર્ણય લેશે તે પ્રમાણે વ્યવસ્થા કરવા તજવીજ થશે"** આ પ્રમાણે જણાવી તે વખતે તમોએ હિસાબ આપવાનું ટાળ્યું. એક યા બીજું બાનું બતાવી તમોએ હિસાબ આપ્યો નથી.

(૩) ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી અને તેઓશ્રીએ તમોને આપેલ અધિકારથી તમોએ નાણાં ઉઘરાવ્યાં છે તેનો સંપૂર્ણ હિસાબ પ્રારંભથી આજ દિન સુધીનો તમો આપવા બંધાએલા છો. વળી પ્રીન્ટીંગ પ્રેસની મશીનરી ટાઈપ વગેરે જે મકાનમાં રાખેલ છે તેનો તથા પ્રેસ મશીનરી ટાઈપ વગેરેનો કબજો પણ **તમો હજુ સુધી સોંપતા** નથી. સંસ્કૃત પાઠશાળાના પ્રધાન શાસ્ત્રીએ રાજીનામુ આપ્યું અને તે વડતાલથી જતાં તેઓની પાસેથી શાળાના નવા બંધાએલા મકાનની ચાવી બીન અધિકારે તમોએ લઈ ચાવી તમારી પાસે રાખી રહ્યા છો, અને મંગાવ્યા છતાં તે ચાવી તમો આપી જતા નથી.

(૪) **આથી તમો બન્ને જણને ચેતવણી આપવામાં આવે છે કે—આ નોટીસ મળેથી દિન ૭ માં તમોએ** ઉપર જણાવ્યા મુજબ ધ. ધુ. આચાર્ય મહારાજશ્રીની આજ્ઞાથી અને તેઓશ્રીએ આપેલા અધિકારથી વડતાલમાં સંસ્કૃત પાઠશાળાનું મકાન બાંધવા માટે ઉઘરાવેલાં નાણાં અને તેમાંથી ખર્ચેલી રકમોનો વિગતવાર **હિસાબ** વાઉચરો અને પાવતીઓ સાથે તેઓશ્રી પાસે રજુ કરવો અને જો કોઈ રકમ વધેલી હોય તો તે પણ તેઓશ્રીને સોંપી દેવી. તેમજ પ્રેસનું મકાન, તેમાંની મશીનરી, ટાઈપો અને તેના અંગેની મશીનરી વિગેરે સાથેનો કબજો આપી દેવો. અને શાળાના મકાનની ચાવી પણ આપી દેવી. તેમજ તે અંગેની લાયબ્રેરી વિગેરે તેમાં રહેલ રેકર્ડ કાગળો વગેરે પણ સોંપી દેવું **આ ટ્રસ્ટના એકજ ટ્રસ્ટી તેઓશ્રી પોતે છે તે તમો જાણો છો. તમો ટ્રસ્ટી નથી.**

(૫) જો તે પ્રમાણે કરવામાં કસુર કરશો તો આ નોટીસની મુદત વીત્યે તમારી સામે ટ્રસ્ટી તરીકે **કાયદેસર પગલાં તેઓશ્રી ભરશે. તેમાં જે ખર્ચ થશે તેની જવાબદારી તમારી થશે** તે નક્કી જાણવું.

( સહી ) લી. આપનો વિશ્વાસુ

I. L. Pandya

---

## બન્ને સભ્યોએ ઉપરની નોટીસના આપેલ જવાબની યથાસ્થિત નકલ—

અમો નીચે સહી કરનાર શા. હરિજીવનદાસ. રહે. વડતાલના તમો **પંડ્યા** વકીલ શ્રી **ઈશ્વરલાલ** લાભશંકર નડીયાદનાને તમારી તા. ૨૮–૧૦–૧૯૬૯ ના રોજની વડતાલના ધ. ધુ. **પાણ્ડે આચાર્ય** મહારાજશ્રી શ્રી નરેન્દ્રપ્રસાદજી આનંદપ્રસાદજીની સૂચનાથી આપેલી નોટીસનો જવાબ આપીએ છીએ કે—

ધ. ધુ. પાણ્ડે આચાર્યશ્રી અને પણ્ડયા વકીલશ્રીનો નોટીસરૂપનો પણ આ સ્વલ્પ સંબન્ધ થયો તે આ સદ્વિદ્યાસ્થાન પાઠશાળાના પૃથક્ સ્વતંત્ર ટ્રસ્ટને શુભ સૂચક શકુનસદૃશ માનવો ઘટે.

આ નોટીસ પહેલાં પાંન્ડેશ્રીની ખાનગી સૂચનાથી શા. કો. વિષ્ણુપ્રસાદદાસજીએ ઉપપ્રમુખ તરીકે તા. ૧૬–૪–૬૯ થી નોટીસ મોકલેલી, તેનો જવાબ તા. ૨૮–૪–૬૯ થી આપ્યો છે. આ નોટીસનુંજ આમાં સવિવેચન પુનરાવર્તન પ્રકારાંતરે કર્યું જણાય છે. ( આ બાબતને છ માસ સંપૂર્ણ વીતી ગયાં છે) આનું અનુસંધાન તો આમાં અવશ્ય અપેક્ષિત હતું. એમાં મુ. કો. વિષ્ણુ. કાંઈપણ કરી શક્યા નહિ એમ જાણીને આમાં પાંન્ડેશ્રી અને પંડ્યાશ્રીએ પોતે પ્રવેશ કર્યો જણાય છે, તેને મહાઆનંદપ્રસાદ અને મહાલાભ માટે માનવો ઘટે.

તમોએ આપેલી નોટીસ બિલકુલ ખોટી છે અને તે અમોને કબૂલ નથી. આનો આરંભ, હ. જા. ૨. નં. ૫૭૬/૨૦૧૬ તા. ૨૫–૬–૬૦ના પત્રના અનુસંધાને કર્યો છે ( તેને નવ વર્ષનાં વહાણાં વહી ગયાં છે ) નવ વર્ષના અરસામાં આ આજ્ઞાપત્ર ૫–૬–૭ કે તેથી વધુ વાર અહીં તહીં ટીપાયો છે, પરંતુ આજ દિન સુધી ફાઈનલ નિર્ણય લેવાયો નથી એ સખેદ આશ્ચર્ય છે. ( આ પત્ર છપાયો છે ) પાઠશાળાનું નવુ મકાન બાંધવા અને તેના ઉઘરાણા સારૂ અમો વિગેરે આઠ અગ્રેસર

ત્યાગીઓને આપેલા આજ્ઞાપત્રો પહેલાં, મુંબઈ હાઈકોર્ટે નીમેલી **ટેમ્પલ કમીટી,** એવીજ પાઠશાળા **કમીટી** અને **ત્યાગી સમાજે** સર્વાનુમતે નિમેલી ત્યાગી સમિતિના પણ ઠરાવો પાઠશાળા બાંધવાના અને ઉઘરાણાના સંબંધમાં થયા છે. (આ ઠરાવો પણ છપાઈને બહાર પડયા છે) આ ઠરાવોનું અનુસંધાન સૂચક આચાર્યશ્રીએ પણ ૫૭૬ ના પત્રમાં "વડતાલમાં સંસ્કૃત પાઠશાળાનું નવુ મકાન બાંધવા **અમો** તથા **સંતોએ** વિચાર્યું છે. અને તેને વડતાલ **ટેમ્પલ કમીટીએ** સમર્થન કરી ઠરાવ નં. ૧૭ થી તે અંગે ઉઘરાણું કરવા સૂચન કરેલું છે" એવા શુદ્ધ શબ્દોમાં "હું એકલોજ કર્તા છું" એવા ગર્વના પરિહાર માટે લીધું છે, વળી રકમ આપનારને આપવાની પહોંચ બુકમાં પણ ચારેય ઠરાવોનું અનુસંધાન લીધુ છે. છપાઇને જાહેરમાં આવેલી આ બધી બાબતને જાણવા છતાં પણ તમોએ તેનું જરા જેટલું પણ અનુસંધાન, આ નોટીસમાં લીધુ નથી એ જાણવા જેવી બાબત છે. "મારા એકલાના આજ્ઞાપત્રથી જ સઘળું કામ થયું છે." એમ પોતે આચાર્યશ્રી કહેતા નથી, તો તેમને એવું વૃથા અભિમાન બીજાઓએ ઉપજાવવાની જરૂર શી? અને લાભ શો? ૫૭૬ માં નિર્દેશ કરેલા આઠ નામાંકિતો પૈકી કોણે કેટલું ઉઘરાણું કર્યું કે કરાવ્યું તેને તો સર્વ કોઈ અને પોતે પણ જાણે છે. આજ્ઞાપક આચાર્યશ્રીએ આ મહાસુકૃત સત્કાર્યમાં પોતાના **પદરમાંથી પાઇ પણ આપી નથી. તેમજ મોટા અધિકારીઓના ફરમાનથી ટેમ્પલ કમિટીએ** આ પુણ્ય કાર્યમાં સર્વાનુમતે મંજુર કરેલી **પણ રકમો** એક યા બીજાં બાનાં બતાવીને ટાળી નાખી છે. એટલુંજ નહિ પણ આ સત્કાર્યના ઉઘરાણામાં અંતરાય કરનારાં બીજાં ઉઘરાણાંને બંધ કરવાનો બંદોબસ્ત કરવાની સૂચના તમોને આપ્યા છતાં તે કર્યું નથી. ઉલટું ઉત્તેજન આપ્યું છે. આ બધી વિરોધી બાબત પણ સંપ્રદાયના ઈતિહાસને પાને નંધાયેલી છે.

પાઠશાળા બાંધવાનું કામ મુ. કો. હરિબળદાસજી અને શા. હરિજીવનદાસને પાઠશાળા કમીટીએ સર્વાનુમતે ઠરાવ કરીને સોંપેલું. આ ઠરાવની તા. ૮-૬-૧૯૬૦ છે. આ ઠરાવમાં શા. હરિબ. ઉપપ્રમુખ હતા અને બીજા સેક્રેટરી જસભાઈ સાથે ૭ સભ્યો હાજર હતા. પ્રમુખ આચાર્યશ્રી ગેરહાજર હતા. એથી એ કામ કમીટીએ જ સોંપ્યું છે એ બાબત સાબીત થાય છે. **એકલા આચાર્યશ્રીએ સોંપેલું છે એ બાબત** સાબીત થતી નથી (વૃથા અભિમાન છે)

નોટીસમાં સન ૧૯૬૪ના નવેમ્બર માસના અરસામાં સંપૂર્ણ હિસાબ માગવાની વાત કરાય છે તેનો જા. નં. ૧૦૬/તા. ૨૨-૧૧-૬૪ છે. આ પત્ર પ્રમુખ આચાર્યશ્રીએ મુ. કો. શા. વિષ્ણુપ્રસાદદાસજી ઉપર મોકલ્યો. અને તેમણે કોઠારનો શેરો કરીને તા. ૨૫ મીએ અમારી ઉપર મોકલ્યો. તેનો જવાબ અમોએ તા. ૧૩-૧૨-૬૪ થી અને શા. હરિબ.એ ૨-૧૨-૬૪ થી લખી મોકલ્યો છે. મારા જવાબી પત્રમાંથી "હજી પાઠશાળા અને લાયબ્રેરી, વાચનાલય, પ્રેસ વિગેરેમાં બાકીનું કામ પરચુરણ ચાલે છે. એટલુંજ નહિ પણ રકમ આપનારનાં નામો શિલાલેખમાં લખવામાં પણ વિલંબ થાય તેમ છે. હું માંદો હોવાથી લખાવેલ રકમો મેળવવાનું કાંમ બન્યું નથી. આપવાના વાયદા છે. એમ આવક જાવક પૂર્ણ થઈ જાય તો હિસાબ તૈયાર થાય અને તે બાંધકામ કરાવનાર પાઠશાળા કમીટીમાં રજુ કરી શકાય. **છતાં પાઠશાળાની મીટીંગ મળશે ત્યારે કમીટી જે રીતે નિર્ણય લેશે તે પ્રમાણે વ્યવસ્થા કરવાની તજવીજ થશે**" આટલાં વાક્યો નોટીસમાં લીધાં છે. શા. હરિબ.ના જવાબી પત્રમાંથી "હાલમાં પાઠશાળા બાંધકામના ખર્ચાનો આવક જાવકનો ચોપડો, વાઉચરો વિગેરે શાસ્ત્રી હરિજીવનદાસ પાસે છે અને કંઈક શિલાલેખ વિગેરે પ્રકારનું કામ અધુરૂં છે તે પુરૂં કરાવે છે. કારણ કે જેમણે રકમો આપી હોય તેનું નામ લખવું રહી ન જાય તે જોવાની

અને કરવાની તેમની ફરજ છે" આટલાં વાકયો નોટીસમાં લીધાં છે. આ વાકયો તો તેમના જવાબી પત્રના ત્રીજા પેરેગ્રાફમાં છેક છેલ્લાં છે. આ પત્રના પ્રારંભના પેરામાં "આપનો (કો. વિષ્ણુ) તા. ૨૫-૧૧નો વ. કો. ર. નં. ૫૭/૨૦૨૧નો પત્ર હ. જા. ર. નં. ૧૦૬/૨૦૨૧ ના પત્રની નકલ સાથે મળ્યો. તેના અનુસંધાનમાં નિવેદન કે-હ. જા. ર. નં. ૧૬૪/૨૦૨૦ થી ધ. ધુ. આચાર્યશ્રીએ પાઠશાળાની કમીટીના સેક્રેટરી પા. જશભાઇ મકનદાસ ઉપર જે લખાણ કર્યું છે તેમાં સપ્રમાણ કારણો આપી જણાવ્યા પ્રમાણે **આ બાંધકામ પાઠશાળા કમીટી કરાવે છે.** અને તેનો હિસાબ તપાસી **ઓડીટ કરાવી જાહેરમાં મુકવાનું કામ પણ પાઠશાળા કમીટીએ** કરવાનું છે. તેથી તે કમીટીની મીટીંગમાં જે પ્રમાણે નિર્ણય લેવાય તે રીતે બધો વિધિ થવો જોઈએ અને એ કામ પુરૂ થયા બાદ જમા ખર્ચ જે રીતે કરવા વિચાર્યું હશે તે રીતે થઇ શકશે" ( ૨ પેરા પણ છે ) આ રીતે સત્ય નિવેદન છે. આ નોટીસના પ્રસંગમાં પરમોપયોગી પ્રથમ પેરાની ખરી હકીકત કેમ લીધી નહિ ? આમાં અસત્ય બાનું બતાવીને હિસાબને ટાળવાનો ગંધ પણ નથી. ન્યાયસર કાયદેસર છે. પદ્ધતિ પ્રમાણે કશો અપેક્ષિત વિધિ કરવો નથી એ કેના ઘરનો ન્યાય ? આ સેક્રેટરી સાથેની ઉપસ્થિતિની તારીખો મેળવતાં પ્રાથમિકી આચાર્યશ્રીકૃત છે. એમાં તા. ૩૧-૧૨-૬૩ છે. (બાર માસનું અંતર છે) આ સેક્રેટરી ઉપરનો આચાર્યશ્રીનો પત્ર નોટીસ પત્ર સાથે અનુસંધાન માટે લેવો જોઇતો હતો તે કેમ લીધો નથી તે તો ઈશ્વર જાણે. આ જોતાં આ બીજી ઉપસ્થિતિ કો. વિષ્ણુ-દ્વારથી થઈ છે. જશભાઈએ જવાબ આપ્યો તેની તારીખ ૨-૨-૬૪ છે. આ સંવાદમાં આચાર્યશ્રી, સેક્રેટરી, કો. શા. હરિબ. અને કો. શા. વિષ્ણુ. આ ચારનો સંઘર્ષ આવે છે. આમાં બહાનું બતાવીને હિસાબ આપવાનું ટાળ્યું નથી. પરંતુ સર્વથા સત્ય કાયદેસરની બંધારણીય બાબત છે. માટે તમોએ એવો અપવાદ નોટીસમાં આપ્યો તે મિથ્યા

હોઈને અમોને માન્ય નથી. આ બાબતના આરંભથી આજ સુધી **અમારી એકજ વાત અનુસ્યૂત છે કે, રીતસરની કમીટીની મીટીંગ મેળવો અને તેમાં ઠરાવ કરીને કરવુ હોય તે કરો."** આ રીતે ગેર રીતે બીન અધિકારે હિસાબ અને કબજો લેવાની બે ઉપસ્થિતિ જાણવા જેવી થઈ છે.

ત્રીજી ઉપસ્થિતિ નવા નિમાયેલા અજાણ્યા સેક્રેટરી પા. ગોરધનભાઈ તરફથી આચાર્યશ્રીએ કરેલી ખાનગી છે. તેમણે ૨૩–૬–૬૫ દિને મારી ઉપર પત્ર લખેલ તેનો પ્રત્યુતર મેં ૧–૭–૬૫ દિને આપ્યો. આમાં બનેલી બધી હકીકત પ્રમુખશ્રી આચાર્યશ્રીએ માગેલી હોઇને મેં આપેલા તા. ૧૫–૧૧–૬૫ના મારા મહાઅભિપ્રાય પત્રમાં સવિવેચન જણાવી છે, એમાં આખી ખટપટ છે. વિસ્તારે ભયથી વિવરણ નથી કરતા.

આ પછી વળી ચોથી ઉપાધિની ઉપસ્થિતિ તો પ્રમુખ પાન્ડેશ્રીએ કો. શા. વિષ્ણુપ્રસાદ દ્વારથી ૭–૧૧–૬૪ના પત્રથી મહા ભયંકર કરેલી. એનો પ્રત્યુત્તર એ કોઠારીએ આઠ માસે ૧–૭–૬૫થી આપેલો. આ બન્ને પત્રની ખરી હકીકત એ કોઠારીએ અમારી ઉપર ૧૬–૪–૬૯ દિને લખેલ નોટીશ રૂપના પત્રના પ્રત્યુત્તર રૂપના તા. ૨૮–૪–૬૯ના મારા પત્રમાં છેલ્લા ભાગમાં સવિસ્તાર જણાવી છે, વિસ્તાર ભયથી વિવેચન કરતા નથી. આ તારીખવાર નોંધેલ પત્રો પંડયા વકીલશ્રીના વાંચવામાં તો આવ્યાજ હશે.

ઉપર પ્રમાણેનાં પરબારાં ધાંધલ ધમાલ ધતીંગો અનેકધા કરવા છતાં કાંઈપણ નહિ વળવાથી હવે **કમીટીમાં પ્રમુખ તરીકે પોતે પ્રવેશે છે.** સેક્રેટરી જશભાઈનું અવસાન થતાં કમીટીની મીટીંગ બહુ માસ બંધ રહેલી. આ અધંતાલ સત્તાનો લાભ લઈને પાંડેશ્રીએ પ્રારંભ કર્યો. **એજન્ડા તો સેક્રેટરીના નામથી જ કાઢવાનો કમીટીના આરંભથી રૂલ છે તેને અવગણીને સેક્રેટરીના** અભાવનો લાભ

લઇને ઉપપ્રમુખ ડો. વિષ્ણુ.ના નામથી એજન્ડા કઢાવ્યો. એજન્ડામાં ડો. વિષ્ણુ.ની **ઑ. સેક્રેટરી તરીકે સહી કરાવી.** (કેવું વિચિત્ર) એજન્ડામાં ફક્ત "હિસાબો મંજુર કરવા અને તાત્કાલિક પ્રમુખશ્રી રજૂ કરે તે" એમ બેજ બાબતો રાખી હતી. આમાં ફક્ત પોતાનો જ અધિકાર રાખ્યો. અગત્યનાં તાત્કાલિક કામો રજુ કરવાનો બીજા સભ્યો વિગેરેનો મૂળથી અધિકાર હતો તે કાઢી નાખ્યો. **મીટીંગ પણ નિવાસ સ્થાન વાડીના બંગલે દૂર રાખી.** તેની તા. ૩-૧-૬૫ રાખી. **પોતે પાંચ છ વર્ષ સુધી પ્રમુખ હોવા છતાં મીટીંગમાં પધાર્યા નથી.** આમાં પ્રથમ—સર્વ સત્તાધારી થઈને પ્રવેશ આવેશથી કર્યો. પ્રમુખ સાથે આઠ સભ્યોની હાજરી હતી. ગત વર્ષોનો હીસાબ મંજુર કર્યો. અને સન ૧૯૬૫ વર્ષનું બજેટ મંજુર કર્યું. જુદુ ટ્રસ્ટ નોંધાવવું કે કેમ ? આ બાબતમાં વકીલોનો અભિપ્રાય લઈ આવવાનું કામ વકીલ **મણીલાલ ભાલજાને** સોંપ્યું. સદ્‌ગત સેક્રેટરી જસભાઈનો અનુશોક દર્શાવીને તેમને સ્થાને મહુધાના પા. ગોરધનભાઈ દેશાઈભાઈની **સેક્રેટરી તરીકે સર્વાનુમતે** નિમણુંક કરી. આટલાં કામો કરી કમિટી વિસર્જન થઈ. મેં વધુ કામ તરીકે લેવાનાં અગત્યનાં કામોની યાદી તા. ૬-૧૨-૬૪ થી રજુ કરી હતી પણ એકેય કામ લીધું નહિ. એમ એક કમીટી પૂરી થઇ.

સેક્રેટરીની નિમણુંક નિર્વિઘ્ન થયા બાદ તેમણે પ્રમુખ આચાર્યશ્રીને મળીને પોતાના નામથી રીવાજ મુજબ એજન્ડા કાઢી સભ્યો ઉપર રવાના કર્યો. બે ત્યાગી સભ્યોએ અગત્યનાં આઠ કામો મીટીંગમાં લેવાની સૂચના તા. ૧૭-૬-૬૫ ના પત્રથી આગળથી કરેલી. મીટીંગની તા. ૨૬-૯-૬૫ રાખેલી. **સેક્રેટરી તથા સભ્યોની વ્યાજબી લેખીત માગણીથી મીટીંગ પાઠશાળામાં રાખેલી.** પ્રમુખશ્રી પોતે મીટીંગમાં પ્રથમ આવીને વિરાજ્યા. સેક્રેટરી સાથે નવ સભ્યો હાજર હતા. આ મીટીંગના પહેલાંના લાંબા સમયમાં સર્વાનુમતે નિમાયેલા

પણ સેક્રેટરીને રદ કરવાની મોટી ખટપટ અમીન શ્રી હરિકૃષ્ણભાઇના નામથી ઉભી કરેલી. તે આ મીટીંગમાં પોતે મૂકી. અને તે પહેલેથી પોતે મંગાવેલો લીગલ એડવાઇઝર વકીલ પણ્ડયા ઈશ્વરલાલભાઈનો અભિપ્રાય પરમ પ્રમાણ તરીકે મૂકયો અને તેને અનુલક્ષીને મંગાવેલો ચોકસી સાહેબ હરિપ્રસાદભાઈનો અભિપ્રાય રજુ કર્યો. અને તે પછીથી બીજા બધા સભ્યોનો પણ અભિપ્રાય વકીલ મારફત મેળવીને આવતી કમીટીમાં રજુ કરવાનો ઠરાવ કરાવ્યો. અભિપ્રાયો આવ્યા પછી ફાઇનલ નિર્ણય લેવા પ્રમુખશ્રીએ મિટીંગ બોલાવવી. આ એક જ કામ કરીને સભા વિશર્જન કરી. આગળથી અગત્યનાં તાત્કાલિક કરવાનાં કામો રજુ કરેલાં, તેમાંથી એકપણ કામ કરવા દીધું નહિ. **આ પરંપરા પ્રચલિત પ્રણાલિકા મુજબની મીટીંગમાં હું પાઠશાળા બાંધ-કામનું હીસાબી આખું રેકાર્ડ પોટલું બાંધીને લાવેલો અને કમીટીમાં ઠરાવ કરીને તેને લઇ લેવાની વાત પણ કરેલી.** પણ અપર પંથે પરવરેલા પ્રમુખશ્રીએ એ વાત બિલકુલ સાંભળી નહિ. એટલે પોટલુ પાછું લાવીને સ્વસ્થાને મૂકી દીધું, તે અદ્યાપિ અકબંધ બાંધેલું પડેલું છે.

આ પછી વળી બહુ ઉહાપોહ ઉગ્ર થતાં ૨-૧-૬૬ દિને મીટીંગ મેળવવાનો એજન્ડા ઉપપ્રમુખશ્રીએ સભ્યો ઉપર ૨૧-૧૨-૬૫ દિને મોકલાવ્યો. એમાં ૧૧ નંબરો કાર્યવાહીના ગોઠવેલા. એજન્ડા કાઢયા પછી મેં અગત્યનાં કામોની યાદી તા. ૩૦-૧૨-૬૫ દિને મોકલેલી તેની નોંધ લીધી અને તેનો ૧૧ નંબરમાં સમાવેશ કર્યો. આ મીટીંગમાં પ્રમુખશ્રી ઉપપ્રમુખ સેક્રેટરી સાથે નવ સભ્યોની હાજરી સારી હતી. ૧ નંબરમાં ૨-૯-૬૫ની મીટીંગના ઠરાવના અનુસંધાને ચોકસી સાહેબ સાથે ૧૦ સભ્યોના મંગાવેલા હોઇ આવેલ લેખી અભિપ્રાયો પ્રમુખશ્રીએ રજુ કર્યા. એની ઉપર બહુ ઉહાપોહને અંતે સર્વ સભ્યોએ ઠરાવ કર્યો કે “ પ. ભ. કમીટી સભ્ય હરિકૃષ્ણભાઈએ આ કમીટીએ સર્વાનુમતે

તા. ૩–૧–૬૫ના રોજ કમીટીના સેક્રેટરી તરીકે શ્રી ગોરધનભાઈની નિમણુંક જે કારણો બતાવી કમીટી સભ્ય હરિકૃષ્ણભાઇ રદ કરવાનું જણાવે છે તે **કારણોમાં કંઇ વજુદ નથી.** આ કમીટીએ મજકુર નિમણુંક કરી છે તે યોગ્ય અને વ્યાજબી અને **ચાલતી આવતી પ્રણાલિકા તથા પુરાપૂર્વથી પ્રચલિત રીવાજ મુજબની છે** એવું આ કમીટીનું મંતવ્ય છે, એટલે તા. ૩–૧–૬૫ના રોજ આ કમીટીએ કરેલા મજકુર ઠરાવને આ કમીટી વળગી રહે છે. **ઉપરના ઠરાવમાં પ્રમુખશ્રી પોતાનો મત રિઝર્વ રાખે છે"** આ ઠરાવમાં ઉપપ્રમુખ કો–વિષ્ણુ. કંઇપણ બોલ્યા નહિ હોવાથી સર્વ સભ્યોની સંમતિમાં આપોઆપ આવી જાય છે. **આ જોતાં જેમને એકપણ મત મળ્યો નથી એવા પ્રમુખશ્રીની દશા તો ત્રિશંકુના તારા જેવી થાય છે** કે નહિ? તે જાણવા જેવી બાબત છે. (આ પ્રસંગે બીજા ઠરાવો સાથે નિસ્બત નથી.)

એજન્ડા નં. ૪ નું કામ રજુ થતાં સર્વાનુમતે એવું ઠરાવવામાં આવે છે કે, સંસ્કૃત પાઠશાળાના નવા મકાન તથા પ્રેસનો આવક-જાવકનો હિસાબ હરિજી. તથા નિવૃત્ત સુ. કો. શા. હરિબ. પાસે છે તે **સંસ્થાના ઓડીટર પાસે ઓડીટ કરાવી ઉપપ્રમુખને રીપોર્ટ કરવો અને ત્યારબાદ યોગ્ય વ્યવસ્થા માટે ઉપપ્રમુખે મીટીંગ બોલાવવી"** (આ ઠરાવમાં પ્રમુખશ્રી રીઝર્વ રહે છે) આ શબ્દો પાછળથી પ્રોસીડીંગમાં પોતે .ન. આ. એમ લખીને સુધાર્યા છે. ખરી રીતે સર્વાનુમતે ઠરાવ છે. જે વસ્તુને વર્ષોથી વારેવારે વાંછતા હતા અને જેને માટે ધુમારોની મારામારી જાતે કરતા હતા એવા રીત-સરના ઈપ્સિત ઠરાવમાં પણ રીઝર્વ ખોટી રીતે રહે એનો કશો અર્થ નથી અને યોગ્ય નથી. **ઉ. પ્ર. કો. વિષ્ણુ. તો ઠરાવમાં ભળી ગયા હોવાથી પ્રમુખશ્રી એકલા રહે છે.**

એજન્ડા નં. ૮ નું કામ રજુ થતાં સર્વાનુમતે ઠરાવવામાં આવે છે કે, દવાખાનાના ડોકટર પાસે જે વસ્તુઓ હોય તથા પાઠશાળા લાયબ્રેરી વાંચનાલય વિગેરે અંગે જેજે વસ્તુઓ જેના હસ્તકે રહેલ હોય તેની નીચે જણાવેલ આ કમીટીના બે પ્રતિનિધિઓએ અલગ યાદી કરી બાકીનાં વસ્તુઓનું ઈન્વન્ટરી પત્રક ( ડેડસ્ટોક ) તૈયાર કરવું અને તેમાં જેના જેના હસ્તક જેજે હોય તે સંભાળ્યા બદલ તે નીચે સહીઓ લેવી અને આ કમીટીમાં રજુ કરવી. આ કામ કરવા માટે પ. ભ. મુ. ડૉ. ઉપપ્રમુખ તથા પ. ભ. શા. હરિજીવનદાસજી તથા રા. રા. શ્રી. ગોરધનભાઇ દેસાઈભાઇ આ ત્રણ જણે મળીને કરવું" આ મનસેપ્સિત કામ એક યા બીજાં જૂઠાં બાનાં બતાવીને ટાળી નાખ્યું છે. **જેનો અદ્યાપિ પત્તો જ નથી** આમાં પણ ૫૭૬ નંબરનું અનુસંધાન લઈને એજન્ડા નં. ૪ મૂકીને કમીટીમાં પોતે ઠરાવ કરાવ્યો છે. એ નંબર તો બહુ જીભે ચઢી ગયો છે. જેથી વારે વારે યાદ કરાય છે. મેં મીટીંગ પહેલાં રજુ કરેલાં કામો લીધાંજ નહિ, જેતે જૂઠું બાનુ બતાવીને બાતલ કર્યાં. આ પછી સભા વિસર્જન કરી દીધી. આ પછી કમીટી સમેટાઈ ગઈ. આ ત્રણેય મીટીંગોમાં પ્રમુખશ્રી આચાર્યશ્રીના માનવશાત અને કાર્યસિદ્ધિ કરવાની ઇંતેજારી વશાત્ સભ્યોએ કાંઈ વિક્ષેપ થવા દીધો નથી.

આ પછી તો અમીન હરિકૃષ્ણભાઈને આગળ ધરીને જુદુ ટ્રસ્ટ નંધાવવાના બાને અને સેક્રેટરીને રદ્દ કરવાના બદ બાને વડોદરા ચેરીટી કમીશ્નર સાહેબ પાસે કેશ કરાવ્યો. તેમાં અધ વચ્ચે અમીનનુ અવશાન થતાં ઉપપ્રમુખ ડો વિષ્ણુ. ને વાદી તરીકે દાખલ કરાવ્યા. ત્યાંથી વિરુદ્ધમાં ચુકાદો આવતાં સભ્યોએ અમદાવાદ ચેરીટી કમિશ્નર સાહેબ પાસે અપીલ કરી. અપીલ પાઠશાળાના લાભમાં આવવાથી વળી આચાર્યશ્રીએ નડીયાદ ડીસ્ટ્રીકટ કોર્ટમાં અપીલ કરી. ત્યાંથી **ચોખ્ખો ચુકાદો થયો કે. પાઠશાળાનું ટ્રસ્ટ પેટા નહિ પણ**

**સ્વતંત્ર છે અને સેક્રેટરીની જે નિમણુંક થઈ છે તે કાયદેસરની છે.** આ પછી એ ખટપટ બધી બંધ છે. વચગાળામાં ઉપપ્રમુખે ત્રણ ચાર મીટીંગો ઉપરા ઉપરી બોલાવી, પરંતુ સેક્રેટરીને બાકાત રાખ્યા હોવાથી એક પણ સભ્ય મીટીંગમાં હાજર થયા નહિ. સર્વ શૂન્યમાં પરિણામ આવ્યો. આ પહેલાં છ સાત માસ ઉપર ડો. વિષ્ણુ. એ **પાઠશાળા વિગેરેનો કબજો અને હિસાબ ૧૦ દિવસમાં સોંપી દેવાની નોટીસ રજીસ્ટરથી અમો સભ્યોને આપી.** તેનો જવાબ અમારા તરફથી ઉચિત અપાયો છે. તે પછી આ પાંડેશ્રીની સૂચનાથી પંડયા વકીલશ્રીએ નોટીસ આપી છે. આ પ્રકૃતોપયોગી પૂર્વ કથા સર્વએ જાણવા જેવી જણાવી છે.

નોટીસના ૨ પેરામાં "૫૭૬ નંબરના પત્રમાં – "આ શાળાનો આવક જાવકનો હિસાબ હાલ જુદો રાખી છેવટે વડતાલ મંદિરને ચોપડે તેનું જમાખર્ચ થશે." એવો અંતિમ ઉલ્લેખ આચાર્યશ્રીએ કર્યો છે. આ બાબત તો બહુ વાર અહીં તહીં ટીપાઇ છે. કેવી રીતે જમા ખર્ચ કરવું? એમ મુ. ડો. હરિબ.એ પુછાણ કરતાં આચાર્યશ્રીએ જા. ર. નં. ૧૦૬/૨૦૨૦ થી જવાબ વાળ્યો કે "પાઠશાળાના નવા મકાનનું સંસ્થાને ચોપડે જમાખર્ચ કરવા અંગે વ. ટે. કમીટીએ અમુક ઠરાવો કર્યા છે. તેમજ તે અંગે અમારા તરફથી તથા તમારા તરફથી અગાઉ લખાણો થયાં છે. તેમજ શાળા દવાખાના કમીટીએ પણ અગાઉ ઠરાવો કર્યા છે તે તમામનો અભ્યાસ કરી **તે અંગે કાયદાની સલાહ લઇ તમોને અમો જણાવીએ** ત્યારે તે અંગેનો ઉતારો સંસ્થાને **ચોપડે નાંખવો.** તા. ૯-૧-૬૪" આ અંગે પ્રમુખશ્રી પોતે જ પ્રતિવદે છે. **હજુ સુધી અભ્યાસ કરી રહ્યા નથી અને કાયદા કોવિદ સમીપમાં હોવા છતાં હજી સુધી અભિપ્રાય લઈ શકયા નથી. અને હજી સુધી કેવી રીતે જમા ખર્ચ કરવું તેના છેલ્લા નિર્ણય પર આવ્યા નથી, તો પછી**

આ બાબતમાં બીજાઓને શા માટે અપવાદ આપવો જોઇએ ? અગસ્ત્યના વાયદાનો પાર આવે નહિ. આ પાઠશાળા ફંડને હવે બહુ કોર્ટોમાં લડીને જુદા સ્વતંત્ર ટ્રસ્ટ તરીકે નંધાવ્યું છે. એટલે સંસ્થાને ચોપડે જમા ખર્ચ કરવાનો સવાલજ રહેતો નથી. આ જુદા ટ્રસ્ટના ચોપડામાં જમા ખર્ચ લખાય એજ વ્યાજબી ધોરણસર ગણાય. આનો અંત આવે એમ જણાતું નથી. બહુ વિકલ્પો છે. **આ બાબત તો હવે ત્રિશંકુના તારાની પેઠે અધવચ લટકી છે. ફાઇનલ નિર્ણય આ આયુષમાં આવી જાય તો સારૂ.** આ ગરબડીઆ બાબતને આ નોટીસમાં લેવીજ જોઈએ નહિ. દોષ કોનો છે એ સ્પષ્ટ છે.

ચાર પેરાના અંતિમ ભાગમાં–"**આ ટ્રસ્ટના એક જ ટ્રસ્ટી તેઓશ્રી પોતે છે, તે તમો જાણો છો. તમો ટ્રસ્ટી નથી.**" એ બાબતમાં જરૂરી જણાવવાનું કે–આચાર્યશ્રી મુખ્ય ટ્રસ્ટી છે તેને કોઈ ના કહેતું નથી. પણ અમોને "ટ્રસ્ટી નથી" એમ કહો છો એ વાત નવીન જેવી ગળે ન ઉતરે એવી વિવાદાસ્પદ જણાય છે આપશ્રીએજ ટ્રસ્ટી પદની વ્યાખ્યા, આચાર્યશ્રીએ પાઠશાળાના ટ્રસ્ટ અંગે માગેલ હોઈને આપે લીગલ એડવાઇઝર તરીકે તા. ૨૪–૬–૬૫ થી આપેલા અભિપ્રાયમાં "ટ્રસ્ટીની વ્યાખ્યા" જેને નામે ટ્રસ્ટની મીલકત સ્થાપિત થતી હોય તે ટ્રસ્ટી કહેવાય છે. ટ્રસ્ટની મીલકત સ્થાપિત ન થાય તો પણ જે ટ્રસ્ટનો તે વહીવટ કરે તે પણ ટ્રસ્ટી ગણાય છે. જુઓ પબ્લીક ટ્રસ્ટ એકટમાં–ટ્રસ્ટની વ્યાખ્યા. એટલે આ ચૌદ સભ્યો પૈકી આ ટ્રસ્ટની મીલકત આચાર્યશ્રી એકમાં સ્થાપિત થાય છે તેથી તે પોતે ટ્રસ્ટી છે. તેમજ બાકીના સભ્યોમાં ટ્રસ્ટની મીલકતનો બધો વહીવટ કમીટી કરે છે, તેથી કમીટીના બાકીના સભ્યો પણ ટ્રસ્ટી છે ' આ પ્રકારે ટ્રસ્ટ એકટની વ્યાખ્યાનું વ્યાખ્યાન કર્યું છે. " એક આવકને ધારણ કરનારો અને બીજો વહીવટ કરનારો " એમ બે પ્રકારના ટ્રસ્ટીઓ મનાય છે. ભલે અમારામાં મીલકત સ્થાપિત ( નામ પર ) ન

થતી હોય તો પણ બીજા પ્રકારના ટ્રસ્ટીઓ તો બધા જ સભ્યો હોઈ શકે. અત્યાર સુધીનો એવો વહીવટ પરંપરા પ્રચલિત પણ છે. જે ટ્રસ્ટ કર્યું તેનો વહીવટ કરે તેને ટ્રસ્ટી કહેવો જ પડે એ અનિવાર્ય છે. "તમો ટ્રસ્ટી નથી" એમ સહસા કહો છો જેથી લાંબી ચર્ચા કરવી પડે છે. આમાં બીજું શું કહેવું ? **કાંતો કાયદો ફર્યો કે કાંતો બુદ્ધિ ફરી છે.** ભલે અમો સ્થાપિત મીલકત વાળા ટ્રસ્ટીઓ ન હોઈ શકીએ અને તેતો એકલા આચાર્યશ્રીજ હોઈ શકે. પરંતુ મતાધિકારમાં તો સર્વે સરખાજ છે, એટલે એકજ મત આપવાનો છે, તેમાં પણ બહુમતથી નિર્ણય લેવાનો છે. બહુમતિથી કરેલા નિર્ણય પ્રમાણે મુખ્ય ટ્રસ્ટી આચાર્યશ્રીએ વર્તવાનું છે. **કોઈ અંશમાં સ્વતંત્ર અધિકાર** નથી. મુખ્ય ટ્રસ્ટી આચાર્યશ્રી કે તેમના કોઠારી ઉપપ્રમુખને કોઈ વિશિષ્ટ અધિકારની જોગવાઇ આ સ્કીમમાં નથી, કમિટી વધુ મતે ઠરાવ કરે તે પ્રમાણે સ્થાપિત મીલકતનો ટ્રસ્ટના હેતુઓમાં ઉપયોગ કરવાનો છે. (બીજાઓમાં નહિ) **મુખ્ય ટ્રસ્ટીને ટ્રસ્ટમાંથી** કાંઇપણ **વેતન લેવાનું નથી. કમીટીની ખાલી પડેલી** જગ્યા **પૂરવામાં પણ સરખા મત છે.** અધિક ન્યૂન કોઈનો નથી. ફકત માનમાત્ર મુખ્ય ટ્રસ્ટીને છે એમાં અમારો વિવાદ નથી.

આ પ્રસંગે ટ્રસ્ટની સ્થાપનાના સમારંભમાં બનેલી **શિષ્ટસંમત** જાણવા જેવી બાબત યાદ આવે છે. સં. ૧૯૬૫ માં સત્સંગ મહાસભા વડતાલમાં મળેલી. તેણીએ ૬૪ ત્યાગી હરિભક્તોની કમીટી નિમેલી. તેમણે નિમેલા પંચોએ ત્રણ લાખ રૂપિયા જુદા કાઢવાના ઠરાવેલ અને તેના વ્યાજમાંથી પાઠશાળા તથા દવાખાનું ચલાવવું. અને તેનું ઈલાયદુ ટ્રસ્ટ ડીટ કરાવવું અને રકમ મંદિરના ચોપડામાં શાળા ખાતે ઉપરની કમીટી મારફત ખાતે જમા કરવી. વિગેરે ઠરાવો સર્વાનુમતે થયેલા. તે પ્રમાણે એક લાખ છવીસ હજાર જુદા કાઢેલા અને પ્રમુખ આચાર્યશ્રીને નામે નહિ મૂકતાં મુંબઈના આગેવાન હરિભક્તોને ( શેઠ

**કલ્યાણજી, શેઠ વસનજી અને શેઠ લવજીભાઇ ) નામે મુંબઈ બેંકમાં મૂકેલા.** પાઠશાળા, દવાખાના ખર્ચનું બીલ વડતાલથી મોકલે તે પ્રમાણે રકમ મોકલતા અને તેમાંથી સેક્રેટરી મારફત પગાર વિગેરે ચૂકવતા. આ બંધારણ બહુ વર્ષો સુધી ૧૪ સભ્યોની કમીટી દ્વારા અચૂક ચાલેલું. **આ કમીટીના પ્રમુખ આચાર્યશ્રીમાં આ ધર્માદા ટ્રસ્ટની મીલકતો વેષ્ટિત ન હતી,** પણ **ગૃહસ્થ ટ્રસ્ટીઓમાં સ્થાપિત હતી.** એમાં કોઈએ શંકા કુશંકા કરી નથી. તેમજ કોઈએ કાયદો અજમાવ્યો ન હતો. ટ્રસ્ટ કાયદો તો તે પહેલાંનો જૂનો હશેજ. જેને અત્યારે એકલા ટ્રસ્ટી ( વેષ્ટિત મીલકત વાળા ) કહો છો તે વખતે તેવા આચાર્યશ્રી ન હતાં **પણ અમારા જેવા વહીવટી ટ્રસ્ટી હતા.** તો આ સમયે ટ્રસ્ટીની વ્યાખ્યા કયા પ્રકારની પ્રચલિત હશે. વિપરીત ભાવ જેવું જણાયછે. જ્યારે સન ૧૯૩૫માં નવી સ્કીમ થઈ ત્યારે આચાર્યશ્રીને નામે મીલકત સ્થાપવાનો ઠરાવ થયો, તે પણ ખાનગીમાં નહિ પણ ઇમ્પીરીયલ બેંકમાં મૂકવાનો ઠરાવ થયો. તે પણ સંસ્થાની મીલકતથી જુદા ખાતામાં મૂકવાની ઠરી. **ટ્રસ્ટના કાયદાઓ ફરે છે કે બુદ્ધિ ફરે છે કે ટ્રસ્ટના કાયદાઓની વિકૃત રજુઆત કરીને વિચિત્ર અર્થો કરાવવામાં આવે છે ?** સરવાળે શું કહેવું ? એમાં સુઝવણ અને ગુંચવણ પદે પદે આવ્યા કરે છે ટ્રસ્ટ મીલકતની કશી જવાબદારી જોખમદારી નહિ અને બહુમતે થયેલા ઠરાવ મુજબ પ્રમુખાદિ સર્વે સભ્યોએ વર્તવાનું અને મુખ્ય ટ્રસ્ટીનો કશો વિશિષ્ટ અધિકાર રાખ્યો નથી. એ તો બહુ સરસ સમુપયોગી સમ્યક્ છે. ભલે આચાર્યશ્રી એકલા જુદા રહે અને માન મેળવે એમાં અમારે વિવાદ નથી. પરંતુ આપ તો અમોને ટ્રસ્ટીપદેથી પણ બહિષ્કૃત કરો છો એટલો જ અપશોષ છે, જેથી વિવેચન કરીને વદવું પડે છે. ટેમ્પલ કમિટીના સભ્યોમાં મીલકતની સ્થાપના નથી તો પણ ટ્રસ્ટીપદથી સભ્યોને સંબોધવા પડયા છે. વાંચો

હાઈકોર્ટની સ્કીમને. પ્રથમ તો પેટા ટ્રસ્ટની ભાવના હતી. હવે તો સ્વતંત્ર ટ્રસ્ટ છે; એવો નિર્ણય કોર્ટથી અનિવાર્ય કરાવ્યો છે. જેથી હવે તેના કાયદા પ્રમાણે વર્તવાનું રહેશે. આપેજ આપના અભિપ્રાયમાં ટ્રસ્ટનો અર્થ કરતાં અમોને ટ્રસ્ટી તરીકે સંબોધ્યા હોવાથી તેથી વિરુદ્ધ આપ જઈ શકતા નથી. પોતાના અભિપ્રાયને પોતેજ ખંડન કરવો તે યોગ્ય કહેવાય નહિ. અંગીકૃત તો પાળવું જોઈએ. **પેટા ટ્રસ્ટમાં કેને લાભ હશે અને સ્વતંત્ર ટ્રસ્ટમાં** કેને લાભ **મળશે તે કાયદાનિષ્ણાતો અંતરમાં સમજે છે.**

ત્રીજા પેરામાં એનુ એજ આજ્ઞાબળનું ચર્વિતચર્વણ છે. હિસાબ આપવા **બંધાયેલા છીએ પણ એકલા આચાર્યશ્રીને નહિ, પણ તેઓ જેમાં પ્રમુખ છે એવી કમીટીને,** એમાં કશું ખોટું નથી. બધી જ રીતે ખરેખર છે. એવો વહીવટ પરંપરા પ્રચલિત પ્રબલ છે. પ્રેસની બાબતમાં પણ એજ પરિસ્થિતિ હોઈ એનો એજ ઉત્તર છે. ત્યાગી–સત્સંગીઓએ નાણાં આપ્યાં છે અને તેમની પ્રતિનિધિભૂત-કમીટી છે. **કમીટી ઠરાવ કરે તે પ્રમાણે વર્તવા સત્વર તૈયાર છીએ.** ગમે તેટલા આઘા પાછા થાય, પણ ચાલુ ચીલે ચાલ્યા વિના છૂટકો નથી. એમજ આપના અસીલ પાંડેશ્રી મનમાં સમજે છે. તેમણે મારી ઉપર ૩૦–૯–૬૫ થી લખેલ કૃપાપત્રમાં–"(૧) દવાખાના શાળા કમીટીની સ્કીમ મુજબ વ્યવહાર સર્વેએ કરવાનો છે. એથી વિપરીત અમો કાંઈ માનીએ તો પણ તે ચાલે નહિ કદાચ સમજફેર થવાની સંભાવના છે, કારણકે અમો નવા છીએ. અને તેથી કોઈ સ્થિતિએ જરૂરી સૂચન કરવું જણાય તો કરેથી તે ઉપર ધ્યાન આપીશું" આ રીતે ધ્યાન આપવાનું વચન આપેલું હોવાથી ઉપરની જરૂરી સમીચીન સમુચિત સૂચના આપવાની હીંમત કરી છે, **તો હવે બન્ને મળીને યોગ્ય કરશો એવી આશા છે.**

પાઠશાળાના પ્રધાન પંડિતશ્રી રાજીનામુ આપીને વડતાલથી જતી વખતે તેમની પાસેથી શાળાના નવા મકાનની ચાવી બીનઅધિકારે લઈ

લીધી એમ અપવદો છો તે તદ્દન અતથ્ય છે પ્રારંભથી મારી પાસે જ ચાવીઓ હતી. રજા ઉપર ગયા અને નવ માસે પાછા આવ્યા ત્યારે પણ મારી પાસેથી કૂંચીઓ પોતાનાં પુસ્તકો લેવા તેઓ લઈ ગયા હતા. સાથે શાસ્ત્રી ગોવિંદપ્રસાદદાસને મોકલ્યા હતા. એટલે જતી વખતે જેણે કૂંચી આપી હોય તેને જ પાછી આપતા જાય એ ન્યાયસર વાત છે. પંડિતને ચાવી કોણે આપી હતી એટલું સમજે તો બસ છે, એટલે હું બીનઅધિકારી નહિ પણ અધિકારી છું. આ ચાવી મારી પાસે કોઇએ પ્રમુખે કે ઉપપ્રમુખે માગી નથી એ સર્વથા તથ્ય છે. એટલી વાત ખરેખર ખરી છે કે વિદાય વખતે એ પંડિતને વાડીએ બોલાવીને ભોળવીને તેમની પાસેથી કૂંચીઓ લઇ લેવાનો પેંતરો રચ્યો હતો. એ બાબત પંડિતે જ વિદાય વખતે કરી હતી અને તેમનો પત્ર પણ મારી પાસે મોજુદ છે આ ખટપટમાં ફાવ્યા નથી એ તત્ત્વ છે. સર્વ કોઇ જાણે છે કે ચાવીઓ શાં. હરિજી. પાસે છે. એજ આપે છે અને પાછી લે છે. અને એની વ્યવસ્થા પણ એજ અત્યાર સુધી કરતા આવ્યા છે.

૪ પેરાથી જે ચેતવણી આપી તે બહુ સારૂ થયું. અમારી પણ તે સાથે ચેતવણી છે કે, એ પેરામાં જે હકીકત ચાવી ચાવીને લખે છે તે પ્રમાણે અમો **કમીટીને તાકીદે સોંપવા તૈયાર છીએ. આરંભથી તે આજદિન સુધી એકની એકજ વાત વ્યાપક છે. જેમાં સેક્રેટરીની સન્નિધિ હોય અને તેમના હસ્તમાં યથાપૂર્વ રેકર્ડની વ્યવસ્થા હોય તેમના હસ્તકમાં એજન્ડા હોય અને** સભ્યો વિગેરેને તાત્કાલિક અગત્યનાં કામો રજુ કરવાની છૂટ હોય અને કોરમ હોય એવી સ્કીમ મુજબની પદ્ધતિસરની પાઠશાળામાં ભરાતી કમીટી હોય, એવી કમીટી જે ઠરાવ ટ્રસ્ટના હિત ઉત્કર્ષને અનુલક્ષીને કરશે તે પ્રમાણે **સઘળુ સાહિત્ય સોંપી દેવા આતુર** છીએ. ( આ બાબત કો. વિષ્ણુ.ની નોટીસના જવાબમાં પણ સ્પષ્ટ જણાવી છે. વારેવારે શું કહેવું ? કોઇ પ્રકારનો વિધિ કે વ્યવસ્થા કે સ્થિર

બંધારણ ઘડયા વિના એકલા આચાર્યશ્રીને સોંપવા રાજી નથી. ભલે એકલા આચાર્યશ્રી જ ટ્રસ્ટી હોય તેથી કરીને બીજાઓ ટ્રસ્ટી નથી કે અધિકાર નથી એમ માનવુ એ ભારે ભૂલ ભરેલું છે. વહીવટકર્તા તો આખી કમીટી છે. કમીટીના ઠરાવ વિના એકલા આચાર્યશ્રીને સોંપી દઈએ તો અમોને કમીટીનો ઉપાલંભ મળે અને આક્રોશ સાંભળવો પડે. કારણ કે તેમણે બાંધકામમાં અને ઉઘરાણામાં અમોને અધિકાર આપ્યો છે. એટલું જ નહિ પણ તેમણે સારી રકમો પણ આપી છે અને તેઓ કમીટીના જૂના જાણીતા સભ્યો છે. ઉપર પ્રમાણેની પ્રકૃષ્ટ પરિસ્થિતિ પ્રામાણિકી અને પરંપરાગત શિષ્ટાચારપ્રાપ્ત છે. આ પેરામાં પણ આચાર્યની આજ્ઞા અને એમણે આપેલા અધિકારથી ઉઘરાણી અને બાંધકામની આવૃત્તિ કરવામાં આવી છે. એમાં ટેમ્પલ કમીટી કે શાળા કમીટી કે ત્યાગી સમિતિનું નામ પણ આવવા દીધું નથી. પોતે એકલા જ સ્વતંત્ર ટ્રસ્ટી છે એવો દેખાવ દાખવ્યો છે. આ મીલકત કોઇ એકની માલિકીની નહિ પણ ટ્રસ્ટીઓના અધિકારવાળી ઈલાયદા સ્વતંત્ર ટ્રસ્ટ ફંડની છે.

૫ પેરામાં—સાત દિવસમાં બધો કબજો સોંપી દેવાની જે ધમકી આપી છે. તેના ભોગી અમો સભ્યો થઈએ એવી અમારી લેશ પણ કસુર નથી, તે ઉપર જણાવેલી પરિસ્થિતિના પરીક્ષણથી જણાશે. છતાં અમો નિરપરાધી ટ્રસ્ટીઓ સામે કાયદેસર પગલાં ભરાશે તેને કોઇ રોકનાર નથી. એવાં તો અનેક પગલાં ભર્યાં છે અને તે પાછાં પડયાં છે એમાં એકનો વધારો નૂતનવર્ષાભિનંદન-રૂપનો થશે. આપની ખોટી સલાહથી કોર્ટે જશે તો તેમનો ઇરાદો પાઠશાળાની મીટીંગ નહિ બોલાવતાં અને ટ્રસ્ટના હિત ઉત્કર્ષનાં કામો નહિ કરતાં અમોને કેવળ હેરાન કરવાનો છે એમ માનીશું અને તે અંગે અમો બચાવ કરશું તેમાં અમોને જે જે ખર્ચ થશે તે આપના અસીલ આચાર્યશ્રીને શિરે રહેશે અને તેમના

જોખમે અને ખર્ચે બચાવ કરીશું એ નક્કી જાણવું તા. ૧૬–૧૧–૧૯૬૯
શાસ્ત્રી હરિજીવનદાસ. વડતાલ સ્વામિનારાયણ

---

ઉપરની નોટીસમાં પંડયાશ્રી પાઠશાળા અને પ્રેસ વગેરેનો કબજો પાંડેશ્રીને સાત દિવસમાં સોંપી દેવા માટે વકીલ તરીકે દમદાટીભરી નોટીસ આપે છે, પરંતુ આચાર્યશ્રીના સ્વભાવ અને કાર્યોથી પરિપૂર્ણ પરિચિત એક સત્સંગી તરીકે પણ તેમણે વિચારવું જોઈતું હતું કે, તેનો કબજો મેળવીને આચાર્યશ્રી તે સંસ્થાનું શું પ્રિય કે હિત કરે એમ છે. આચાર્યશ્રીએ સંસ્થાનાં આવાં જે જે કાર્યો પોતાની સર-મુખત્યારીથી દેખાવ માત્ર ગણાય એવી બાંધકામ સમિતિઓના ઓઠા હેઠળ કર્યાં છે તેનો કેવો કરુણ અંજામ આવ્યો છે અને કેટલી નિષ્ફળતા અથવા નિરર્થકતામાં પરિણમ્યાં છે તે ક્યાં કોઈનું અજાણ્યું છે? દૃષ્ટાન્ત તરીકે જોઈએ તો હોસ્પીટલ માટે અને દેશી ઔષધાલય માટે બાંધેલાં રૂા. ત્રણથી ચાર લાખની કિંમતનાં ગણાય એવાં બેય મકાન છેલ્લા ત્રણ ચાર વર્ષથી જૂના ખંડીએર જેવી નધણીઆ દશામાં પડયાં છે, જેને સાચવનાર કોઈ માણસ પણ નથી અને વાસવાનું તાળુ પણ નથી. જેથી બકરાં, ગાયો અને ગધેડાંઓના નિવાસમાં પરિણમ્યાં છે. કમ્પાઉન્ડ પણ આકડા બાવળ વગેરે ઉગવાથી જંગલ જેવું થઇ ગયું છે. છોકરાઓએ કાચ પણ તોડી નાખ્યા છે અને લોકોએ વિજળી ફીટીંગ ઉખાડી તોડીને બાળી મૂક્યું, પણ કોઈ કહેનાર કે જોનાર સાંભળનાર નથી.

ટેમ્પલ કમિટીએ આચાર્યશ્રીના અતિ આગ્રહ અને અભિનિવેશને લીધે એ મકાનો બાંધવાની મંજુરી આપી છે એ ખરૂં, પરંતુ તે સંમતિ બીન શરતી આપી નહોતી. હોસ્પીટલ ચલાવવાની જવાબદારી સરકાર લેતી હોય તો પ્રથમ સરકારમાં વાટાઘાટ કરીને નક્કી કર્યા પછીજ તે કામ કરવું. અને તે માટે અમુક રકમ જ ખર્ચવી અને સાધનો વસાવવામાં અમુક રકમ ખર્ચવી એમ બંધન રાખ્યું હતું.

અર્થાત્ હોસ્પીટલ ચલાવવામાં જો સંસ્થા તરફથી વાર્ષિક અમુક રકમ આપવી પડે તો વાંધો નહિ, પરંતુ ચલાવવાની જવાબદારી સરકાર ઉપાડે તો જ બાંધવાનો કમિટીનો ઠરાવ હતો. પરંતુ સ્વતંત્ર અને પોતાને સરમુખત્યાર માનીને આચાર્યશ્રીએ બાંધકામ કરતા અગાઉ સરકાર સાથે કાંઈપણ વાટાઘાટો કરી નહિ અને 'બધું થઈ રહેશે' 'સંસ્થા તરફથી ચલાવાશે' એવા તરંગોમાં રાચીને મકાન બાંધી દીધું. કમિટીએ મંજુર કરેલી રકમથી પણ ઘણું મોટું ખર્ચ કમિટીની સંમતિ મેળવવાની દરકાર રાખ્યા વિના જ કરી નાખ્યું. પણ હવે કોણ ચલાવે ? પાઠશાળા સંસ્થા એક નાનું દેશી દવાખાનું ચલાવે છે તે ઉપર પણ કોઇ ધ્યાન આપતું નહિ હોવાથી વ્યવસ્થિત ચાલતું નથી તો હોસ્પીટલ કેવી રીતે વ્યવસ્થિત ચાલે ? વળી તે ચલાવતાં બહુ મોટું ખર્ચ થાય તે સંસ્થા ક્યાંથી દર વર્ષે ફાજલ પાડે ? ધર્મ અને સંપ્રદાયના પ્રચારનું મુખ્ય ધ્યેય હોવાથી હોસ્પીટલમાં તેનું પર્યવસાન પણ કેવી રીતે થાય ? વળી હોસ્પીટલનો વિષય પણ ટ્રસ્ટીઓને અપરિચિત હોવાથી તેમાં સમજ પણ ન પડે એ સહજ છે. પરંતુ આચાર્યશ્રીએ તો સરમુખત્યારી દેખાડી મકાન બાંધી દીધું અને પછી જણાવ્યું કે, હોસ્પીટલ ચલાવવા માટે મોટી રકમ લાવો. વડતાલ મંદિરે બધી સગવડ કરવાની ન હોય, માટે બીજાં બધાં મંદિરોમાંથી પણ તેના પ્રમાણમાં દર વર્ષે મંગાવી આપો તો હોસ્પીટલ ચાલુ કરીએ. પણ રકમ કયું મંદિર આપવા તૈયાર થાય ? જેથી તે મકાનની દુર્દશા ઉપર જણાવ્યા પ્રમાણે થઇ છે. આ રીતે સરમુખત્યારીથી પોતાનું જ ધાર્યું કરવાના આચાર્યશ્રીના અભિનિવેશથી સંસ્થાને મોટું નુકશાન સહન કરવાનું થયું.

દેશી ઔષધાલયનું મકાન નવું બાંધવા પ્રથમ તો કમિટી સંમત નહોતી પણ આચાર્યશ્રીના આગ્રહી અભિનિવેશથી એ શરતે કમિટીએ મંજુરી આપી કે, ચેરીટી કમીશ્નર સાહેબની સંમતિ મળે તોજ

હોસ્પીટલવાળા પ્લોટમાં દેશી ઔષધાલયનું મકાન બાંધવું. ચેરીટી કમીશ્નરે એક સ્થળે બન્ને મકાન બાંધવાની ના પાડી અને જણાવ્યું કે તેમ છતાં બાંધવુંજ હોય તો ડીસ્ટ્રીકટ કોર્ટની સલાહ સંમતિ મળે તોજ બાંધવું. પરંતુ સંસ્થાના પોતેજ સરમુખત્યાર બની માની બેઠેલા આચાર્યશ્રી કાંઈ થોડા ચેરીટી કમીશનરને કે ડીસ્ટ્રીકટ કોર્ટને ગણે એમ હતા ? તે મકાન પણ તેમણે તેજ પ્લોટમાં બાંધી દીધું એમ કમિટી, ચેરીટી કમીશનર અને કોર્ટને પણ અવગણીને કમિટી પાસે ખર્ચેલી વધુ પડતી રકમની મંજુરી માંગવા ગયા પણ કમિટી કઈ રીતે આપે ? કદાચ આપે, પણ પદ્ધતિસરની ખર્ચની માહિતી કમિટીએ માગી તે પણ હજુ સુધી આપી નથી. જેથી તે પ્રશ્ન કેવી રીતે ઉકલે ? પરંતુ આચાર્યશ્રી બહુજ બુદ્ધિશાળી અને ચાલાક હોવાથી દેશી ઔષધાલયના જૂના મકાનમાંથી નવા બાંધેલા તે મકાનમાં દવાખાનું લઇ જવા માટે કમિટીની સંમતિ માટે તે કામ કમિટી પાસે રજુ કર્યું. એટલે કે કમિટી નવા દવાખાનાના મકાનમાં દવાખાનું લઈ જવાનો ઠરાવ કરે તો આપો આપ તે મકાનના બાંધકામને મંજુરી મળી ગઇ ગણાય. તેમાં ચારેય ગૃહસ્થ મેમ્બરોએ કહ્યું કે, આ કામ આ કમીટીની મર્યાદાનું નથી, કારણકે દવાખાનાની અલગ કમિટી હાઈકોર્ટની સ્કીમ પ્રમાણે છે તેની સંમતિ લેવી જોઇએ, પરંતુ ત્યાગી ચારેય સભ્યો આચાર્યશ્રીનો રાજીપો મળવાની દૃષ્ટિએ કે પછી ગમે તે સમજથી સંમત થયા અને મુ. કોઠારી શા. વિષ્ણુપ્રસાદ પ્રેસીડન્ટ હોવાથી તેમના કાસ્ટીંગ મતે ઠરાવ તો થયો પણ દવાખાનાના અને પાઠશાળાના સભ્યોએ આ કામ ટેમ્પલ કમિટીની મર્યાદા બહારનું અને પાઠશાળા સ્કીમના અધિકારવાળું જણાવી મનાઈ હુકમ કોર્ટથી મેળવ્યો. જેથી તે મકાન પણ ઉપર જણાવ્યા પ્રમાણે દુર્દશાગ્રસ્ત પડયું છે.

બીજુ દૃષ્ટાન્ત–ઐશ્વર્ય મંદિરનું લઈએ તો તેમાં પણ એજ પરિસ્થિતિ છે. અગાઉ કાનજી ભગતે શ્રીજીમહારાજનાં લીલા ચરિત્રો વગેરેનાં ચિત્રો

બનાવી તેનું પ્રદર્શન તેમણે ઉગમણી બેઠકે બે ત્રણ વખત કરેલું. હરિભક્તોએ તેમાં દર્શનનો સારો લાભ લીધેલો, તે જોઈ જાણીને આચાર્યશ્રીએ કાનજી ભગતને ચાલાકીથી એમ જણાવ્યું કે, આવું પ્રદર્શન કાયમ રહે અને લોકોને દર્શનનો લાભ મળે એ માટે એક પાકું મકાન બંધાવીએ તો ઠીક. કાનજી ભગતને તે ગમ્યું. પછી તેમની પાસે એવી વાત રજુ કરી કે, મકાન સંસ્થાની જગ્યામાં થાય તેથી તેમાં મૂકવાની ચિત્ર મૂર્તિઓ ( ફોટાઓ ) સંસ્થાની માલિકીનાં હોવા જરૂરી છે. માટે તમો તે સંસ્થાને અર્પણ કરો તો મકાન કરી શકાય. ભગતજી તેમાં પણ સંમત થયા. ફોટા એ રીતે આચાર્યશ્રી પાસે આવ્યા. કાનજી ભગતને મકાન ઉગમણી બેઠકે કરવા વિચાર હતો કે જેથી કાયમને માટે તે જગ્યાનું રક્ષણ થાય અને હરિભક્તોની આવજા ચાલુ રહે. પરંતુ આચાર્યશ્રીને પોતાના બંગલાની બાજુમાં તે મકાન કરવાની ઈચ્છા હોવાથી તેમણે વાડીએ જે હરિભક્તોની સભા બોલાવતા તેમાં તે પ્રશ્ન ચાલાકીથી રજુ કર્યો. કેટલાકે ઉગમણી બેઠક અને કેટલાકે બસ સ્ટેન્ડ પાસે વંડાવાળી જગ્યાની તે માટે રજુઆત અને તરફેણ કરી, પણ આચાર્યશ્રીનાં 'અહિં હોય તો અમારી નજરમાં રહે, સચવાય અને અમે એકલા પડયા છીએ તે અમને સહવાસનો લાભ મળે' એવાં ચારુ ચતુર વચનોને વશ થઇને ઇચ્છા અનિચ્છાએ આચાર્યની ઈચ્છા પ્રમાણે વાડીમાં બાંધવાનો નિર્ણય લેવાયો અને તે માટે ફંડફાળો કરવાનું નક્કી થયું. પરંતુ જગ્યા માટે સ્કીમ પ્રમાણે કમિટીની સંમતિ જોઇએ. તેથી અમુક જગ્યાએ ઐશ્વર્ય મંદિર હરિભક્તોમાં ફાળો કરી બાંધવાનું હરિભક્તો સાથે અમે વિચાર્યું છે માટે તે મકાન માટે ફક્ત અમુક જગ્યાનીજ ફક્ત મંજુરીની જરૂર છે' એમ જણાવી માગણી કરી. કેવળ જગ્યા આપવા માટે પણ ના કહેવી યુક્ત નહિ હોવાથી ફક્ત જગ્યા કમિટીએ મંજુર કરી. ત્યારબાદ માલ સામાન આવવા લાગ્યો ત્યારે વળી આચાર્યશ્રીએ કમિટીને

જણાવ્યું કે, ‘ ઐશ્વર્યમંદિર ’નું બાંધકામ ફાળાની રકમથી કરવાનું છે અને ફાળો થયો છે પણ લોકો એમ કહે છે કે, બાંધકામ શરૂ થાય તો પછી રકમ આપીએ, જેથી પ્રથમ રકમની જરૂર છે. તે મંદિરની શિલકમાંથી આપવા માટે મંજુર કરવાની જરૂર છે. ફાળાની રકમ આવશે ત્યારે રકમ પાછી જમા થઈ જશે. કમિટીએ સરલતા ખાતર માલસામાન લાવવા શિલકમાંથી રકમ આપવા મંજુર કર્યું. જેથી સદાય મંદિરની રકમ વાપરી. જેથી મંદિરની શિલકમાંથી રૂા. ૪૫૯૦૦૦) જેટલી રકમ વપરાઈ ગઈ. જ્યારે ફાળાની રકમ રૂા ૨૫૫૦૦૦) જેટલી જમા થઈ. આમ રૂા. બે લાખ અને ચાર હજાર રૂપીઆ કમિટીની ઈચ્છા અને સંમતિ ન હોવા છતાં ઐશ્વર્યમંદિર ખાતે વપરાઈ ગયા. ફાળાની રકમથી જ ઐશ્વર્યમંદિર બાંધવાનું કહી સંસ્થાને નુકશાનમાં ઉતારી છતાં હજુ રૂા. ૮૦ હજાર જેટલું ઐશ્વર્યમંદિરમાં કામ કરવાનું બાકી છે એમ કહેવાય છે. રૂા. ૨ લાખને ૫૫ હજાર ફાળાના આવ્યા. તેમાં વીરસદવાળા સ. જ્ઞાનસ્વામી, કાનજી ભગત અને પ. ભ. વકીલ ઇશ્વરલાલભાઈએ ત્રણે મળીને રૂા. બે લાખ ઉપરાંત રકમ આપી છે, તો આચાર્યશ્રીએ કેટલું દૈવત વાપર્યું ? સંસ્થાને બે લાખ ઉપરાંતના ખોટા ખર્ચમાં ઉતારી અને વાનરોને રમવા વસવાપાત્ર બને એવું અર્થહીન ખર્ચાળ અને અડચણરૂપ મકાન સાચવવા વારસામાં આપ્યું, એવું દૈવત વાપર્યું છે એમ તો જરૂર કહી શકાય. આમાં પણ તેમની સ્વાર્થી મનસ્વી સરમુખત્યારી કારણ બની છે. જો કહાનજી ભગતની ઈચ્છા મુજબ ઉગમણી બેઠકે અથવા બીજાઓની ઈચ્છા મુજબ બસ સ્ટેન્ડ પાસે વંડાવાળી જગ્યામાં કર્યું હોત તો લોકોને દર્શનનો લાભ મળત અને પૈસો લોકોનો તથા સંસ્થાનો વપરાયો તે સાર્થક થાત. પણ હવે તો બેઠકે કાનજીભગતે અને મંદિરમાં અથાણાવાળા સ્વામીએ અક્ષરભુવનમાં તેવું પ્રદર્શન કરી દીધું હોવાથી લોકોની વૃત્તિ ત્યાં જ સંતોષાય. એમ હોવાથી વાડી સુધી

કોણ જાય? હવે તો વાડીનાં શાક ફળ વગેરે તોડીને ઐશ્વર્યમંદિરમાં ચઢી પેસીને નિર્ભયપણે રહેવાનો લાભ મળવાથી વાનરોની જ વૃત્તિ સંતોષાય એમ છે.

ઉપર મુજબ આચાર્ય હસ્તકના કબજાવાળાં મકાનોની દશા થઇ છે તે પ્રત્યક્ષ દેખાય છે. તો પાઠશાળા અને પ્રેસ વિ. નો કબજો મેળવીને પણ તેની આ વિના બીજી કઇ દશા તે કરવાના હતા? કબજો નથી છતાં પણ સ્વભાવ મુજબ ઘમંડ અને સરમુખત્યારીના અભિનિવેશથી કોર્ટનો વ્યર્થ આશ્રય લઇને કોર્ટમાં પણ ટીકાપાત્ર અને લોકમાં પણ ઘૃણાપાત્ર બનીને પાઠશાળા અને પ્રેસની પણ એવી જ દશા કરવામાં બાકી રાખ્યું નથી. આમ કીલોત્પાટી વાનરની પેઠે કોઇની પણ હિત-સલાહ નહિ માનતાં વ્યર્થ અને એકંદરે આત્મઘાતી કહી શકાય એવીજ પ્રવૃત્તિ આદરી છે. આવી પ્રવૃત્તિને કારણે જ હવે સ્કીમ સુધારવાના દાવાનો અંતિમ નિર્ણય બધો જ વહિવટ ગુમાવવામાં અને દેશવિભાગના લેખથી પ્રાપ્ત થયેલી આખી વહિવટી એકહથ્થુ સત્તા કે જેને તેઓ પોતાના મૂળભૂત અધિકારની જાથુની અને અખંડ આગવી માનતા હતા તે બધી જ ખોઇ બેસવામાં પરિણમ્યો છે. અસ્તુ. હજુ સમજે તો પણ તેમને માટે સારૂં છે. સંસ્થાનું તો જે થવાનું હશે તે થશે.

આજ્ઞાપત્રથીજ પાઠશાળા અંગે નાણું મળ્યાનો અભિનિવેશ અતિશય સેવાય છે, તો હજી કયાં જતુ રહ્યું છે. એથી મોટો આજ્ઞાપત્ર કાઢો અને આચાર્ય પુષ્ટિ કર્તા પક્ષને સહાયમાં લ્યો અને નાણું મેળવો અને ઉપરની ત્રિસ્થળીનું અપૂર્ણ કામ પૂરું કરાવી દ્યો. અને આગવો કીર્તિ ધ્વજ ફરકાવી દ્યો. કોઇ રોકનાર નથી અથવા પોતા પાસે અણગણ નાંણુ ફાજલ પડી રહ્યું છે અને તેના વધારા માટે અનેક પ્રકારના ખેતી વ્યાજવટો વિગેરે ઉદ્યમો પણ ચાલુ છે. તેમાંથી પણ થોડું મહત્ સુકૃત કાર્યમાં સદુપયોગી કરી દ્યો. સર્વ લોકો વાહવાહ કહેશે. નિર્વાહોપયોગી અન્ન, વસ્ત્ર, ધન, ઘર, ખેતરતો મળવાનું છે. ભક્તોને કશી ચિંતા નથી.

પાઠશાળાની મીટીંગમાં કાર્યો **રજુ** કરવામાં અને મીટીંગ મેળવવાના **સ્થળ** બાબતમાં ચાલુ આચાર્યશ્રી અનેક પ્રકારની **અવળાઈ** સઘળા સભ્યોને પીડા થાય એવી વર્ષોથી કર્યા કરે છે, જેથી એક વૃદ્ધ સભ્ય શા. હરિજીવનદાસે જે સત્ય નિવેદન બહુ પૂર્વે કર્યું છે, તેની આખી નકલ ઉપરના પ્રકરણમાં સુજ્ઞોએ સમજવા જેવી હોવાથી જાહેર મૂકી છે.

**નકલ**

સ. શા. કો. વિષ્ણુપ્રસાદદાસજી

તા. ૨૬-૧૨-૬૪

મુ. વડતાલ.

સવિનય વિજ્ઞપ્તિ કે-પાઠશાળાની કમીટી તા. ૩-૧-૬૫ ના રોજ મેળવવાનો એજન્ડા મળ્યો છે. એમાં ફક્ત હિસાબની જ બાબત લીધી છે, બીજી બાબતો નહી લીધેલી હોવાથી શૂન્ય જેવો જણાય છે. સેક્રેટરી તથા એક ત્યાગી સભ્ય નીમવાની બાબત જે જાણીતી જરૂરી છે, તે લેવી જોઈતી હતી તે પણ લીધી નથી. પાઠશાળાના અંગે લાયબ્રેરી, વાંચનાલય, પત્ર, પ્રેસ આદિક બાબત, આવક જાવક નંબરે ચઢેલી ચાલુ છે. આ સઘળાં તાત્કાલિક હિતનાં કાર્યો કરવા જેવાં લેવાં જોઈતાં હતાં.

વળી એજન્ડામાં "પ્રમુખશ્રી રજુ કરે તે" એમ કેવળ પ્રમુખશ્રીની જ સત્તા કામો રજુ કરવામાં રાખી છે. સને ૧૯૩૫ થી ચાલતી પ્રથાનો પ્રલોપ કરીને બીજાઓના હકને નુકશાન કર્યા જેવું થાય છે. અત્યાર સુધી એજન્ડામાં "મેમ્બર સાહેબો, સેક્રેટરી, શાસ્ત્રીજી, ડોક્ટર વીગેરે રજુ કરે તે" એમ લખાતું હતું. આનો અર્થ એ થાય કે, પ્રમુખ સિવાય બીજાઓને તાત્કાલિક હિતનાં કામો રજુ કરવાનો હક નથી. આ બાબત વિચારણીય છે.

વળી બાગને બંગલે બેઠક રાખી છે તે પણ વિચારણીય છે. પ્રથમ તો લાયક જગ્યા ન હોવાથી ગમે તે સ્થળે બેઠક રાખતા હતાં. હવે તો પાઠશાળામાં જ તેના માટેના વિશાળ રૂમો છે અને જરૂરી ટેબલ,

ખુરશીઓ વિગેરે સમુચિત સાધનો પણ છે. વળી પાઠશાળામાંજ બેઠક રહે એ શોભિત, સમુચિત સંભવિત, સમન્વિત અને સંબંધિત છે. પાઠશાળા અને તેના અંગેની વસ્તુઓ તથા લાયબ્રેરી અને તેનાં અંગેનાં કબાટો, પુસ્તકો વિગેરે તથા વાંચનાલય અને તેના અંગેની ખુરશીઓ, ટેબલ વિગેરે તથા પ્રેસ અને તેના અંગેના મશીનો, ટાઈપો અને **બીજી અનેક** પરચુરણ ચીજો, આ બધાં સાધનો સભ્યોએ પ્રત્યક્ષ જોવાની જરૂર છે. કેમકે જોઈનેજ વ્યવસ્થા કરવાની હોય છે. કોર્ટ પણ સ્થળે જઈને જજમેન્ટ આપે છે. વળી શાસ્ત્રીઓ અને વિદ્યાર્થીઓનો સંયોગ પણ સભ્યોએ રાખવાની જરૂર છે. શિક્ષણ અધિકારી બે વર્ષથી આવે છે, તે પણ પાઠશાળામાં બેઠક રાખે છે. વળી શ્રોતાઓને શ્રવણ લાભ મળતો હતો તે પણ બંધ થાય છે. આ સમગ્ર વિચારતાં પાઠ-શાળામાં જ બેઠક રહે એ સર્વથા ઈચ્છનીય, પ્રસંશીનીય, પ્રવર છે.

વળી ધ.ધુ. મહારાજશ્રી અન્ય સ્થળે પધારતા નથી એમ પણ નથી. સભા મંડપને બીજે માળે, ગાદીવાળે મેડે, તેના ઉપરના મેડે, લાયબ્રેરી, ધર્મશાળા અને ત્યાગીઓની ઓરડીઓએ પણ પધારે છે. એમ કરીને સૌલભ્ય સારલ્ય ગુણને પ્રકાશમાં લાવ્યા છે. એવા કામોમાં નાનત્વ માની નથી. આ બધુ વિચારતાં પાઠશાળામાં બેઠક સર્વાનુકૂળ, સર્વહિતાવહ રાખવી જોઈએ. "ग्रामकामं च गोपालं वनकामं च नापितम्" એમ ન થવું જોઈએ. પરનું દુઃખ પણ સમજવું જોઈએ. આ બધી બાબતો ધ. ધુ. આ. મહારાજશ્રીને પણ વિદિત કરવી અને આખરી નિર્ણય વેળાસર જણાવવો.

ધ. ધુ. મહારાજશ્રીને ગાદીએ બેઠાં પાંચ વર્ષો વીતી ગયાં છે; ક્યારેય પ્રમુખ તરીકે વિરાજ્યા નથી. આ વખતે પ્રમુખ તરીકે વિરાજમાન થવાના છે તે શુભ શોભાવહ જાણીને આનંદ થાય છે. એજ.

લી. શા. હરિજીવનદાસ એક સભ્ય.

---

સભ્યોના અભિપ્રાયો **મનમાન્યા** જેમ તેમ લીધા પછી તો નિરાશ્રય આચાર્યશ્રીએ કોર્ટનો આશ્રય લાંબો લીધો. તેમાં પ્રથમ વડોદરા આસી. ચેરીટી કોર્ટ છે. મહુધાના મેળાપી અમીન શ્રી **હરિકૃષ્ણભાઇ** મૂળજીભાઇ મારફતે વકીલ ઈશ્વરલાલભાઈ પંડયા અને વકીલ શ્રી ભાઈલાલભાઇ બ્રહ્મભટ્ટની દોરવણી પ્રમાણે આ કોર્ટમાં અરજી નંબર ૧૮૦/૬૫ કરાવી. આમાં સામા તરફથી વકીલ નટવરલાલભાઈ હતા. કમીટી નહિ ભરવાનો મનાઈ હુકમ આપ્યો. તે દરમ્યાન અમીનશ્રી અધવચ અવસાન પામવાથી કોઠારી તરીકે ઉપપ્રમુખ શા. **વિષ્ણુપ્રસાદદાસને** આગળ કરી કેસ ચાલુ રખાવ્યો. (આ કેસને અત્યારે નવ વર્ષનાં વહાણાં વહી જવા આવ્યાં છે) મંદિરમાંથી આચાર્યપક્ષને પુષ્ટિ કરવા અને બ્રહ્મભટ્ટને ઉત્સાહ આપવા કો. **આશાભક્ત** વિગેરે મંડળી પણ કદાચિત કોર્ટમાં આવતી. આમાં બે મુદ્દા મહત્વના હતા–**પાઠશાળાનું ટ્રસ્ટ જુદુ છે કે કેમ? સેક્રેટરીની નિમણુંક કાયદેસર છે કે કેમ?** આનો બહુ લંબાણ કેસ ચાલ્યો. વીશેક મુદતો પડી હશે. આમાં શા. **હરિજીવનદાસની** જુબાની થઈ હતી અને સેક્રેટરીના નામથી જવાબ રજુ થયો હતો. પાઠશાળાનું જુનું નવું સઘળું રેકર્ડ રજુ થયું હતું. બન્ને પક્ષના વકીલોનાં ભાષણો થયાં હતાં. એમ સઘળો વિધિ સંપૂર્ણ થતાં ચુકાદો આપ્યો કે–**મંદિરના ટ્રસ્ટથી પાઠશાળાનું ટ્રસ્ટ તદ્દન જુદું છે, પેટા ટ્રસ્ટ નથી. અને સેક્રેટરીની** નિમણુંક ગેરકાયદે **છે.** સેક્રેટરીની નિમણુંકમાં મુખ્ય પ્રમાણ તરીકે ૪૬ બોમ્બે લૉ–રીપોર્ટરને અગ્રપદ આપ્યું હતું. લાભાલાભનો દીર્ઘ વિચાર કરતાં પેટા ટ્રસ્ટમાં આચાર્યને અધિક લાભ હતો, પરંતુ એકતરફી આગ્રહમાં ઉતરવાથી પૃથક્ ટ્રસ્ટમાં પરમ લાભ માન્યો. ખરૂ જોતાં એમાં કમીટીને વધુ લાભ છે. જાણનારા મુસદ્દીઓ જાણે છે. વકીલ મણીલાલભાઇનો પણ પૃથક્પણાનો અભિપ્રાય ન હતો અને એમાં કમીટી પણ સંમત હતી. હવે આ વિમતિમાં થાય શું?

ઉપર મુજબનો ચુકાદો ગેરલાભમાં આવવાથી અમદાવાદ ચેરીટી

સાહેબ પાસે સભ્યોએ અપીલ કરી. એનો નંબર ૮૦/૬૭ છે. એમાં અપીલ ચલાવનારા વકીલ બ્રહ્મભટ્ટ રણછોડભાઈ પ્રભુદાસ હતા. અને સભ્યો તરફથી વકીલ નટવરભાઈ હતા. બન્નેનાં ભાષણો થયાં હતાં. તે પછી શ્રી લાલવાણી સાહેબે ચુકાદો આપ્યો હતો. આમાં ૪૬ બોમ્બે લો. રીપોર્ટરનો ખરો અર્થ કર્યો અને સ્કીમની કલમોનો પણ સંગત સમુચિત અર્થ ઘટાવ્યો અને શિષ્ટાચાર પ્રથા પ્રણાલિકાને પણ પ્રમાણ તરીકે પરિગ્રહ્યો. એમ જજમેન્ટ યથાપૂર્વ તા. ૨૫–૩–૧૯૬૮ના રોજ પાઠશાળાના લાભમાં આપ્યું. સેક્રેટરીની નિમણુંક કાયદેસર ઠરાવી. ત્યાંના ચેરીટી કમીશનર સાહેબે લાભાલાભ સમજાવવાથી નટવરલાલ વકીલે પેટા ટ્રસ્ટ હોવાનો આગ્રહ છોડી દીધો. જજમેન્ટમાં–"પ્રમુખ આચાર્યશ્રીએ પોતે સેક્રેટરીને નિમ્યા છે અને મેમ્બરોની સર્વાનુમતિ છે. અને જે વિરોધકર્તા હરિકૃષ્ણભાઈ અમીન હતા જે ગુજરી ગયા છે, છતાં આચાર્યશ્રી એકલા રદ કરવા માગે છે તે શોભાસ્પદ નથી" વિગેરે ટીકા પણ એ પ્રસંગે કરી છે. આથી બંને મુદ્દાનો અંત આવી જાય છે અને ચોખ્ખુચટ થાય છે. કશો વિરોધ અવરોધ રહેતો નથી. આમાં પંડયાશ્રી પ્રથમ ટ્રસ્ટ નંધાવવામાં અને સેક્રેટરીની નિમણુંકને ગેરકાયદેસર ઠરાવવામાં આગ્રહી હતા. જ્યારે વકીલ મણીલાલ ભાળજા કે જે પાઠશાળાના સભ્ય છે તેઓ વિરુદ્ધમાં હતા આમાં આ બાબત પણ સર્વે સમજવા જેવી જટિલ છે બન્નેના દયાળુ ગુરુજી તો એકજ છે, બન્ને વકીલો પીઢ ચાલુ છે અને બન્ને પાઠશાળાના હિતેચ્છુ સભ્યો છે. અને આચાર્યશ્રીને યથાયોગ્ય માનનારા છે. આ મતભેદમાં શું સમજવું ? વિધાતાનો વાંક કાઢવો પડે. બીજુ કશું કહેવાય નહિ. અસ્તુ.

અપીલનું જજમેન્ટ પાઠશાળાના લાભમાં અને આચાર્યશ્રીના ગેર-લાભમાં આવવાથી પ્રમુખ આચાર્યશ્રીએ નડીયાદ કોર્ટ તરીકે ત્રીજી મોટી કોર્ટનો આશ્રય લીધો.

અમદાવાદ ચેરીટી કમીશનરને કરેલી અપીલ નં. ૮૦/૬૭માં

૨૫૪ અને વિગતવાર જજમેન્ટ **શ્રી લાલવાણી** સાહેબે ઉપર પ્રમાણે તા. ૨૫-૩-૬૮ ના રોજ ચોખ્ખુ આપ્યા છતાં આચાર્યશ્રીને સંતોષ થયો નહિ અને વકીલ ઈશ્વરલાલ પંડ્યાશ્રીની સલાહ પ્રમાણે સ્વવશવર્તી કો. શાંતિપ્રિયદાસજીના નામથી સીવીલ રીવીઝન અરજી નં. ૨૯/૬૮ની તા. ૨૪-૪-૧૯૬૮ના રોજ દાખલ કરી, તે અપીલ મેમોમાં જણાવ્યું છે કે,

૩-૧-૬૫ની મીટીંગમાં આચાર્યશ્રીના પ્રમુખપદે મળેલી મીટીંગમાં સર્વાનુમતે નિમાએલા સભ્ય અને સેક્રેટરીશ્રી ગોરધનભાઈ દેસાઈભાઈ પટેલની નિમણુંક ગેરકાયદે ઠરાવો અને નિમણુંક ફક્ત કમીટીમાં હાજર રહેલા સભ્યોએજ કરી હતી. અને મીટીંગમાં નહિ આવનાર સભ્યોની સંમતિ લીધી નથી તેથી કાયદેસર નિમણુંક ગણાય નહિ અને સભ્ય અને મંત્રી તરીકે શ્રી. ગોરધનભાઈએ કામ કરેલું હોવા છતાં તેમની નિમણુંક ગેરકાયદે હોવાથી તે નિમણુંક રદ બાતલ ઠરાવવાને બાધ આવી શકે તેમ નથી. તેમજ અમીન હરિકૃષ્ણભાઈ ગુજરી જવાથી ગોરધનભાઈની નિમણુંક કાયદેસર થઈ શકતી નથી અને કોઠારીને તે તકરાર લેવામાં બાધ ચાલી શકે તેમ નથી. મે. ચેરીટી કમીશનરે કાયદાનો ખોટો અર્થ કરેલો છે. તેમજ અરજદાર કોઠારી અને આચાર્યશ્રી સામે ચેરીટી કમીશનરે કરેલી ટીકાઓ રદ કરવી અને વડોદરાના આ. ચે. કમીશનરનું જજમેન્ટ કાયમ રાખવા તેમજ અમદાવાદના ચેરીટી કમીશનરનું જજમેન્ટ રદ કરવા દાદ માગેલી છે. તે કામ તા. ૧૩-૮-૧૯૬૯ના રોજ અરજદારના વકીલ **શ્રી સગુણલાલ** સી. દેસાઈ તથા શ્રી. ઈશ્વરલાલ પંડયા તથા સામાવાળાના વકીલ ઉમરેઠના શ્રી નટવરલાલ જીવણલાલભાઈની રૂબરૂમાં ચાલી જતાં, તેમની રીવીઝન અરજી મે. ડીસ્ટ્રીકટ જજ શ્રી એસ. એસ. ભટ્ટ સાહેબે ખર્ચ સાથે રદ કરેલી છે. અને વડોદરાના મે. આ. ચે. ક. નો હુકમ રદ કરી અમદાવાદના ચેરીટી કમીશનરે આપેલો હુકમ બહાલ રાખ્યો છે. અને શ્રી ગોરધનભાઈની સભ્ય તરીકે અને મંત્રી તરીકે થએલી નિમણુક કાયમ રાખવામાં આવી છે.

આ દાદ બાબતમાં જજમેન્ટમાં નિર્ણયાત્મક શબ્દો સટીક આ પ્રમાણે છે—"તે પણ તા. ૨૪–૮–૬૫ના રોજ હરિકૃષ્ણભાઈએ પા. ગોરધનભાઇની નિમણૂંક બાબત વાંધાપત્ર લખ્યો. તેથી આ સમિતિની બીજી મીટીંગ તા. ૨૬–૯–૧૯૬૫ના રોજ આ કાગળ બાબત શું કરવું ? તેનો વિચાર કરવા મેળવવામાં આવી હતી. આ ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે કે–ગોરધનભાઈની નિમણુંક તા. ૩–૧–૬૫ના રોજ કાયયદેર થએલી. તેમાં પણ તેમણે સભ્ય અને મંત્રી તરીકે કામ કરેલું છે. તેમની નિમણુંક પહેલી જ વખત તા. ૨૪–૮–૬૫ના કાગળથી રદ કરવા જણાવ્યું. **આ એક ધ્યાન આપવા જેવી રમુજી બીના છે કે, આ બાબત વકીલ શ્રી ઇશ્વરલાલ લાભશંકર પંડ્યાને તેમના અભિપ્રાય માટે મોકલવામાં આવી હતી. ત્યાર પછી તા. ૨–૧–૧૯૬૬ના રોજ ફરીથી મીટીંગ મળી. હરિકૃષ્ણભાઈના વાંધાનો કાગળ મુદ્દા વગરનો, પાયા વગરનો અને મૂર્ખાઇ ભરેલો નકામો છે એમ તે મીટીંગમાં ઠરાવ્યું. રેકર્ડ ઉપર મીનીટ–પ્રોસીડીંગ બૂક છે તેમાંથી આ હકીકત સ્પષ્ટ જોઇ શકાય તેમ છે.** વધુમાં એ જોઈ શકાય છે કે–સ્પષ્ટ રીતે આચાર્યશ્રી અને કોઠારીજી નિમણુંક કરતી કમીટીમાં અને નિમણુંકને કાયમ કરતી કમીટીમાં તા. ૨–૧–૬૬ના રોજ હાજર હતા. હવે તેઓને ગોરધનભાઈની નિમણુંક ગેરકાયદેસર થયેલ છે એવી તકરાર લેવાનો કોઇપણ હક રહેતો નથી.

વળી એ દલીલ કરવામાં આવી છે કે, ગોરધનભાઈની નિમણુંક કરવાનું કામ એજન્ડામાં ન હતું. આમાં કાંઈ વજુદ નથી. ગમે તે સભ્ય પ્રમુખની પરવાનગીથી કામ રજુ કરે છે અને કમીટી હાથ ઉપર લે તો એજન્ડાનું કામ અને તેવું હાથ ઉપર લીધેલું કામ સરખું જ છે. તેમાં કાંઇ ફરક પડતો નથી. ગોરધનભાઇની નિમણુંકનું કામ પણ આવીજ રીતે પ્રમુખની પરવાનગીથી મૂકેલું હોવાથી કાયદેસર છે, તે ગેરકાયદેસર કોઈ સંજોગોમાં ગણી શકાય નહિ.

વળી દલીલ કરવામાં આવે છે કે, તમામ સભ્યોના મતની સ્કીમ પ્રમાણે જરૂર છે. કહેવામાં આવે છે કે, અસલ કમીટીમાં ૧૪ સભ્યો હતા. ફક્ત આઠજ સભ્યોએ તા. ૩-૧-૬૫ની મીટીંગમાં હાજરી આપેલી. તેથી સ્કીમ પ્રમાણે બધા સભ્યોએ ગોરધનભાઈની નિમણુંકમાં સંમતિ આપી નથી. **તેથી ગોરધનભાઈની નિમણુક ગેરકાયદેસર છે એવી દલીલ થઇ. મારા અભિપ્રાય પ્રમાણે તમામ સભ્યોએ સંમતિ આપવી એવું સ્કીમમાં નથી. આંક પર માંથી એ તો સ્પષ્ટ છે કે,** ખાલી પડેલી જગા **કમીટીએ તેમના સભ્યો મારફતે પૂરવી. તેનો એવો અર્થ થતો નથી કે,** કમિટીના **તમામ સભ્યોએ સંમતિ આપવી. મારા અર્થઘટન પ્રમાણે ફક્ત જે સભ્યો મીટીંગમાં હાજરી આપે, તેમનીજ સંમતિની જરૂર રહે છે. જો ચૌદેચૌદ સભ્યો હાજર રહ્યા હોત તો અને તેમાંથી** કોઇ સંમત થયું ન હોત તો **આ દલીલમાં થોડુંક વજુદ છે** એમ ગણાત. **વળી કમીટીએ બહુમતિથી નિર્ણયો લેવાના છે** તેથી બધી રીતે સ્પષ્ટ થાય છે કે, **ગોરધનભાઇની જે નિમણુંક કરવામાં આવી છે** તે સર્વાનુમતે થયેલી **છે.** અને કમિટીના વધુમતિ સભ્યોએ પણ સંમતિ આપેલી **છે. જેથી મારા અભિપ્રાય પ્રમાણે ગોરધનભાઇની સભ્ય તરીકેની** અને **મંત્રી તરીકેની નિમણુંક જે શાળા અને દવાખાના** સંચાલક સમિતિએ કરેલી છે તે **સામે** કોઇ **વાંધો ટકી શકે** તેમ નથી. કોઈ પણ સંજોગોમાં ઠરાવવું પડે **તો** ઠરાવવામાં **આવે છે કે, ગોરધનભાઇની નિમણુંક સર્વાનુમતે તા. ૩-૧-૧૯૬૫ની કમીટીમાં હાજર રહેલા તમામ સભ્યોએ કરેલી છે.** તેથી ગોરધનભાઇની **નીમણુંક બિલકુલ** કાયદેસર **રીતે થયેલી છે, એમ જાહેર કરવામાં આવે છે. જેથી આ અરજદાર કોઠારી તરફે** જે દલીલ કરવામાં આવી છે, કે ગોરધનભાઈની નિમણુંક ગેરકાયદેસર છે તે **દલીલ વજુદ**

વગરની ગણી કાઢી નાખવામાં આવે છે. તે ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જે કોઠારીએ ગોરધનભાઈની નિમણુંકમાં સંમતિ આપી છે તેમની ગાદી પરના જ આ કોઠારી અરજદાર આવેલા છે. જેથી ગોરધનભાઈની નિમણુંક ગેરકાયદેસર છે તે કહેવાનુ તેમને શોભતુ નથી. ખરેખર આ આશ્ચર્યજનક વિધાન છે કે, જે આચાર્ય ગોરધનભાઇની નિમણુંક કરવામાં પોતે જાતે પક્ષકાર છે અને તેમના મત સાથે સર્વાનુમતે ઠરાવ થયેલો છે. તે જ આચાર્ય હવે પાછળથી આ ગોરધનભાઈની નિમણુંક કાયદેસર થયેલી નથી એમ કહેવા બહાર પડેલા છે. આ અરજી સંબંધી એટલુ જ કહીને હું પૂરું કરીશ કે, આચાર્યશ્રીની આવી વજુદ વગરની તકરાર અને કોઠારીની આવી અરજી માલ વગરની છે અને આ તકરારનો કોઇ સિદ્ધાન્ત કે અર્થ નથી.

૧૫ પરિણામ એ આવે છે કે, આ અરજી રદ કરવામાં આવે છે અને ખર્ચ સાથે કાઢી નાખવી જોઇએ, તેથી હુકમ કર્યો છે.

હુકમ ૨

આ અરજી ખર્ચ સાથે રદ કરવામાં આવે છે. હાલના અરજદારે સામાવાળા નં. ૧ થી ૯ ને આ રીવીજન અરજીનું તેમને થયેલુ ખર્ચ એકસેટમાં આપવું અને પોતાનું ખર્ચ પોતે ભોગવવુ. સામાવાળા નં. ૧૦ આચાર્યે પણ તેમનું ખર્ચ તેમણે પોતે ભોગવવુ. વળી વધુમાં હુકમ કરવામાં આવે છે કે અરજદારે ચેરીટી કમીશ્નરનું ખર્ચ પણ આપવું.

તા. ૧૩-૮-૧૯૬૯ના રોજ કોર્ટમાં જાહેર કર્યું.

સહી એસ. એસ. ભટ
એકસ્ટ્રા આસીસ્ટન્ટ જડજ
ડીસ્ટ્રીટ કોર્ટ, નડીઆદ.

આ કેસમાં વકીલ શ્રી બ્રહ્મભટ્ટ અને વકીલ પંડયા શ્રી પ્રથમ કોર્ટમાં આવ્યા. જજસાહેબને મળીને પાછા નીચે ગયા. નીચે મસલત કરીને પાછા ઉપર આવીને સાહેબને મળ્યા. વાતચીત થઈ હોય તે તેઓશ્રી જાણે. આ વખતે બહારના બાંકડે બેસી રહેલા મેં આ દૃશ્ય જાતે જોયું છે. એટલે આ કેસમાં આ બે મહાત્માઓને ખૂબ રસ હતો તે ચોક્કસ થાય છે. એ રસને પામીને આનંદી રહેતા હશે.

આ અરજી ખર્ચ સાથે રદ કરી છે. અરજદારે નવ મેમ્બરોનો ખર્ચ આપવો. ૧૦ મા આચાર્યે પોતાનો ખર્ચ પોતે ભોગવવો. અરજદારે ચેરીટી કમીશ્નરનું ખર્ચ આપવું અને પોતાનો ખર્ચ પોતે ભોગવવું એવો પણ હુકમ કર્યો છે. ૧૦ નંબર આચાર્યના વકીલ આઈ. એલ. પંડયાશ્રી હતા અને અરજદાર તરફથી વકીલ બ્રહ્મભટ્ટ તથા એરા. સી. દેસાઈ હતા. અરજદાર કો. શાંતિપ્રિયદાસ હતા. આ કેસમાં આચાર્યશ્રી વાદી થવાને બદલે પ્રતિવાદીમાં પેઠા છે વાદી કોઠારીએ એમને પ્રતિ-વાદીમાં મૂકયા છે. એ પણ જાણવા જેવી વાત છે. એમ કોર્ટમાં ચાલતું હશે.

અતઃ પર ચોથી કોર્ટમાં આચાર્યશ્રી પ્રવેશ કરે છે તેનો નંબર ૨૫૪/૧૯૭૦ છે. વાદી તો એના એજ કો. **શાંતિપ્રિયદાસ** વર્યા છે. પંડયાશ્રી અને બ્રહ્મભટ્ટે નિવૃત્તિ લેવાથી અને નડીયાદના કોઈ સારા વકીલ નહિ પસંદ પડવાથી અમદાવાદના વકીલ નાણાવટી થકા વકીલ **શ્રી ભોગીલાલ** કાયસ્થને રાખ્યા છે. જજ સાહેબ તો **શ્રી રાયજી વાળા હતા.** સામાવાળા તરફથી એનાએજ વકીલ નટવરલાલભાઈ હતા. જજ સાહેબે ૧૭ મુદ્દા કાઢયા છે. દરેક મુદ્દા ઉપર નિર્ણયો આપ્યા છે. ૨૮ પેરેગ્રાફથી જજમેન્ટ આપ્યું છે. સાક્ષીઓ લીધા છે. અને મેંમ્બરોના જવાબો પણ લીધા છે. એમ બધા વિધિઓ પૂર્ણ કર્યા છે.

આ દાવો ઉપરની કોર્ટનું જજમેન્ટ સાવ વિરુદ્ધમાં આવવાથી અને પાંડેશ્રી અને પંડયાશ્રીની શ્રી ગોરધનભાઈની નિમણુંક રદ કરવાની મુખ્ય યોજના હતી તે પાર નહિ પડવાથી આચાર્યશ્રીએ કર્યો છે.

પ્રથમ તો પાઠશાળાની મીટીંગ નહિ ભરવાનો મનાઈ હુકમ નવ સભ્યો સામે આપ્યો છે. તે દાવા અરજીમાં જણાવ્યું કે—સેક્રેટરીએ મીટીંગ રાખવી અને હિસાબ રાખવા સિવાય મીટીંગ બોલાવવાનું કામ કરવાનું નથી. તેમ છતાં તા. ૧૨–૭–૭૦ની મીટીંગ રાખી છે અને તેમાં તેઓ બહુમતિ સભ્યો હોવાથી **હિસાબ** પસાર કરી દે તેમ છે અને ખાલી જગ્યા પુરાય નહિ ત્યાં સુધી મીટીંગ ભરાય નહિ એવો દાવા સાથે એકતરફી મનાઈ હુકમ માગેલો તે તેમને મળેલો. વકીલ નટવરલાલે મનાઈ હુકમની સાથે, વહેલી સુનાવણી કરવા અરજી આપતાં, તે મંજુર થવાથી, દાવાની અને મનાઈ હુકમની સાથે સુનાવણી કરવામાં આવી. તેમાં તા. ૨૪–૩–૧૯૭૧ ના લાંબા જજમેન્ટથી દાવો અને મનાઈ હુકમ સાથે કાઢી નાંખ્યા છે અને ખર્ચનો હુકમ કર્યો છે. જેની ટૂંકી રૂપરેખા નીચે મુજબ છે—

**નડીઆદ. શ્રી એમ. સી. રાયજીવાળા સીવીલ જજ્જ સાહેબે તા. ૨૪–૩–૧૯૭૧ના રોજ કો. સુ. નં. ૨૫૪/૭૦માં આચાર્ય અને કોઠારી સામે કરેલી ટીકાઓનો સાર**

વાદી **શાંન્તિપ્રિયદાસજી** ગુરુ વિષ્ણુજીવનદાસજી.

**વિરુદ્ધ**

પ્રતિવાદી
૧ ગોરધનભાઇ દેશાઈભાઈ
૨ શાસ્ત્રી હરિજીવનદાસજી
૩ શા. નારાયણસ્વરૂપદાસજી
૪ શાસ્ત્રી હરિબળદાસજી
૫ શા. બ્ર. આત્માનંદજી
૬ મણીલાલ લક્ષ્મીદાસ ભાલજા
૭ ભીખાભાઈ ઝવેરભાઈ
૮ મીઠાવાળા છબીલદાસ હરગોવિંદદાસ
૯ ગાંધી અભેચંદ દુર્લભદાસ

વાદીએ ‘ સેક્રેટરી નં. ૧ને મીટીંગ બોલાવવા હક્ક નથી ’ તેમ કહી, મનાઈ હુકમ માટે દાવો કરેલો છે.

પ્રતિવાદીઓએ/આંક ૧૩નો જવાબ આપી, આ દાવો ઉપપ્રમુખે નહીં પણ પ્રમુખ આચાર્યે કરવો જોઈએ. તેમની હાજરીમાં સર્વાનુમતે થયેલે ઠરાવ અને આંક ૮૦/૬૭ની અરજીમાં નક્કી થયા મુજબ અને ડીસ્ટ્રીકટ કોર્ટ ૨૯/૬૮માં કાયમ રાખવા મુજબ ગોરધનભાઈની નિમણુક કાયદેસર છે, વગેરે લંબાણુ જવાબ આપી દાવો રદ કરી કમ્પેન્સ્ટેટરી કોસ્ટસ અપાવવા દાદ માગી છે, પક્ષકારોએ મૌખિક પુરાવો આપ્યો નથી. દસ્તાવેજી પુરાવો આંકે પડયો છે.

વકીલ શ્રી બી. એ. કાયસ્થ વાદી તરફે અને વકીલ શ્રી એન. જે. ભાલજાને પ્રતિવાદીઓ તરફે લંબાણુથી સાંભળીને દાવો ખર્ચ સાથે રદ કરી પ્રતિવાદીઓનું ખર્ચ વાદી આપે, તે ઉપરાંત ખોટો અને ત્રાયદાયક દાવો કરવા બદલ પ્રતિવાદીઓને રૂા. ૧૦૦/૦૦ સીવીલ પ્રોસીઝર કોડ કલમ ૩૫અ પ્રમાણે સ્પેશીઅલ કમ્પેનસેસન કોસ્ટસ આપવાનો હુકમ કર્યો છે. તેનાં કારણો—

**પેરા ૧૫** આંક ૪૦ હાઇકોર્ટની સ્કીમ મુજબ આ ટ્રસ્ટનું તમામ રેકાર્ડ સેક્રેટરી પાસે રાખવાનું છે, જેથી એજન્ડા સેક્રેટરીજ કાઢે અને સામાન્ય નિયમ મુજબ પણ તેમનો હક્ક છે. ભૂતકાળમાં સેક્રેટરીએજ એજન્ડા કાઢી મીટીંગ બોલાવેલી છે, જેથી હવે કોઠારી કે જે ઉપપ્રમુખ છે તે કયા મોઢે કહે છે કે, સેક્રેટરીને મીટીંગ બોલાવવાનો હક્ક નથી તે મને સમજાતું નથી આમ કહેવું તે તેમને શોભતું નથી.

**પેરા ૧૬** ભૂતકાળમાં સેક્રેટરીએજ એજન્ડા કાઢી મીટીંગો બોલાવેલી છે. તેમાં આ કોઠારી કે આચાર્યે કદી વાંધો લીધો નથી. દા. ત. (૧) તા. ૧૮–૧૨–૬૩ના રોજનો એજન્ડા તા. ૧૯–૧૨–૬૩ની મીટીંગ જશભાઈએ બોલાવેલી (૨) ૨૨–૧૨–૬૪ના રોજનો એજન્ડા, ૩–૧–૬૫ની મીટીંગ માટે વિષ્ણુપ્રસાદે ઓ. ન. સેક્રેટરી તરીકે

(૩) ૧-૯-૬૫નો એજન્ડા, તા. ૨૬-૯-૨૫ના રોજની મીટીંગ માટે **ગોરધનભાઈ** સેક્રેટરીએ બોલાવેલી, જેથી પ્રણાલિકા સાબિત થાય છે.

**પેરા ૧૭** જેથી સેક્રેટરી શ્રી ગોરધનભાઈને એજન્ડા કાઢવાનો હક્ક છે તેમ ઠરાવવામાં આવે છે.

**પેરા ૧૮** આંક ૫૬, અમદાવાદના ચેરીટી કમીશ્નરનું અને આંક ૬૧ નડીઆદના ડીસ્ટ્રીકટ જજજનું જજમેન્ટ વાંચતાં જણાય છે કે, આ આચાર્યની એજન્સીથી આવેલા કોઠારીએ ( એટલે આચાર્યે ઊભા કરેલા કોઠારીએ ) પાયા વગરની અને બિલકુલ ખોટી તકરાર ગોરધનભાઈની નિમણુંક માટેની લીધેલી છે. બન્ને કોર્ટોએ પણ આ હકીકત તેમના જજમેન્ટમાં લખેલી છે. કોઠારીએ, લખેલા કાગળનો જવાબ આપ્યો નથી. મુલાકાત આપી નથી કે રેકર્ડ મોકલ્યું નથી અને મહારાજે તે માગણી પ્રત્યે ઈરાદાપૂર્વક બહેરા કાન બનાવ્યા અને જ્યારે તેઓએ મીટીંગ બોલાવી ત્યારે બદ દાનતથી તે બંધ રખાવવા કોઠારીને આગળ ધરી આ દાવો કરાવેલો છે તે ખરેખર શોચનીય છે. આ બતાવે છે કે, મહારાજનો બદ ઈરાદો ( આ ટ્રસ્ટનું કોઈ કામ થાય નહીં અને બધુંજ કાર્ય સ્થગીત કરી દેવાનો ) છે જો નિમણુંકનું કામ રજુ કરવામાં આવે તો આચાર્ય અને કોઠારી સર્વાનુમતે થવા ન દે અને દાવાઓની પરંપરાને ચલાવ્યા કરે એવો આર્ગ્યુમેન્ટ શ્રી ભાલજા કરે છે તે મને વ્યાજબી લાગે છે અને આ રીતે પાઠશાળાનું કામ સ્થગિત કરવાની કાર્યવાહી આચાર્ય અને કોઠારી કરી રહેલા છે તેમ સ્પષ્ટ જણાઈ આવે છે સને ૧૯૬૫થી આજ સુધી જે રીતે કાર્યવાહી થયેલી છે તેજ મહારાજની બદ દાનત દર્શાવવા પૂરતી છે.

**પેરા ૧૯** ત્રણ મેમ્બરો ગુજરી ગયા છે અને પ્રતિવાદી નં. ૮/૯ ચાલતે દાવે ગુજરી ગયા છે, જેથી ખાલી જગ્યાઓ પૂરવાની હોવા છતાં એક યા બીજી રીતે દાવાઓ કરી કે બીજી રીતે મનસ્વી રીતે ૧૯૬૫થી કામ વિલંબમાં નાંખ્યે જાય છે અને હવે સ્પષ્ટ જોઈ શકાય

છે કે, આચાર્યનો ઈરાદો આ ટ્રસ્ટ અને પાઠશાળાની તમામ કાર્યવાહી સ્થગિત કરવાનો છે અને આ દિશામાં એક પગલા તરીકે આ દાવો કરાવેલો છે તેમ જણાય છે.

**પેરા ૨૦...પેરા ૨૧** મુખ્ય કોઠારી એ મહારાજનું રમકડું છે. આ કામમાં એ ચોક્કસ કહી શકાય કે, આ દાવો કરનાર કોઠારી પાછળ મહારાજનો હાથ છે. તેમ છતાં તમામ સભ્યોને પક્ષકારમાં મૂકયા અને આચાર્યને કેમ ન મૂકયા તેનું કારણ વાદી વકીલ આપે છે તે ગળે ઉતરે તેમ નથી, જેથી આચાર્યને જોડયા શીવાય કરેલો દાવો સદંતર રદ થવાને પાત્ર છે.

**પેરા ૨૨...**વાદીને આ દાવો લાવવામાં કંઈ નુકશાન નથી પરંતુ આચાર્ય અને કોઠારી બે ભેગા મળી કેવી રીતે ચાલતા ટ્રસ્ટને બંધ જેવી દશામાં મૂકી શકે છે. તે જાતના ઈરાદાથી કરેલો આ દાવો છે.

**પેરા ૨૩...પેરા ૨૪...પેરા ૨૫...પેરા ૨૬ ... પેરા ૨૭... પેરા ૨૮** આ મનાઈ હુકમથી સંસ્થાનું કામ અટકી ગયું છે. **પેરા ૨૯** પ્રતિવાદી સભ્યો કે જે પાઠશાળાનું કાર્ય સારી રીતે કરવાની ઈચ્છા રાખે છે તે કાર્ય નહીં કરવા દેવાના બદ ઈરાદાથી આ પ્રતિવાદી સભ્યોને કેવળ ત્રાસ આપી હેરાન કરવા માટે જ બિલકુલ ખોટો દાવો કરવામાં આવેલો છે. વાદી અને આચાર્યના મગજમાં કોઈ મેલી રમત આ ટ્રસ્ટ બાબત આકાર લઈ રહેલી હોય અને તેવી રમત રમવા માટે જ આ દાવો વાદીએ બદ ઈરાદાથી કરેલો છે. તેવા નિર્ણય ઉપર હું આવું છું અને ઠરાવું છું કે, આ દાવો ખોટો છે. એટલું જ નહિ પણ કોઈ પણ કારણ વગરનો, ત્રાસ યુક્ત અને કેવળ ટ્રસ્ટના હિત વિરુદ્ધનો કરેલો છે તેમ ઠરાવું છું. જેથી પ્રતિવાદીઓને ખાસ વધારાના ખર્ચના હું સીવીલ પ્રોસીજર કોડ કલમ ૩૫ અ પ્રમાણે રૂા. ૧૦૦/– વાદીએ આપવા, તેવું ઠરાવું છું.

## જેથી હુકમ—

આ દાવો ખર્ચ સાથે રદ કરવામાં આવે છે. વાદીએ પોતાનું ખર્ચ પોતે ભોગવવું અને આ દાવાનું પ્રતિવાદીઓને થયેલું ખર્ચ પ્રતિવાદીઓને આપવું અને તે ઉપરાંત રૂા. ૧૦૦/– કમ્પેન્સેન્ટરી કોસ્ટસ તરીકે વધારાના નં. ૧ થી ૭ પ્રતિવાદીઓને વાદીએ આપવા હુકમ કરું છું.

તા. ૨૪–૩–૧૯૭૧

**એમ. સી. રાયજી વાળાની સહી**

વળી આ જજમેન્ટ સામે આચાર્યશ્રીએ એજ વકીલશ્રી બી. એ. **કાયસ્થ** મારફતે નડીઆદના મે. ડીસ્ટ્રીક્ટ જજ સાહેબની કોર્ટમાં એજ કોઠારી **શાંતિપ્રિયદાસજી** મારફતે સીવીલ અપીલ નં. ૧૧૩/૧૯૭૧ની કરી. (આ તો પાંચમી કોર્ટ છે) તે અપીલ સાથે એકતરફી મનાઈ હુકમ પ્રતિવાદીઓ 'કમીટીની મીટીંગ ભરે નહિ' એ બાબતનો લીધો. તે અપીલમાં પ્રતિવાદી તરફથી વકીલશ્રી **નટવરલાલ** જીવણલાલ ભાલજા હાજર થયા હતા. કોર્ટે તા. ૩૦–૪–૭૧ રોજના હુકમથી મનાઇ હુકમ ઉઠાવી લઈ, **ગુજરી ગએલા સભ્યોની જગ્યાએ નવા સભ્યોની** નિમણુંક કરવા મીટીંગ બોલાવવા **પરવાનગી આપી.** આ પ્રમાણે મનાઈ હુકમ ઊઠી જવાથી તા. ૨૮–૧૧–૭૧ ની નવા સભ્યોની નિમણુંક કરવા માટેની મીટીંગ બોલાવવા માટે સેક્રેટરીએ તા. ૧૪–૧૧–૭૧ના રોજનો એજન્ડા કાઢયો અને મીટીંગ મેળવી.

શ્રીહરિકૃપાથી તા. ૨૮–૧૧–૧૯૭૧ ની મીટીંગમાં બહુ વર્ષોથી ખાલી પડેલી **પાંચ** સભ્યોની જગાએ નવા **પાંચ** સભ્યોની નિમણુંક સર્વાનુમતે કરવામાં આવી. મેંબરોનાં નામો—**શાસ્ત્રી ચતુર્ભુજદાસ** વડતાલ, ગાંધી **ઇન્દ્રવદન** અભેચંદભાઇ મુંબઈ, શેઠ **ગુલાબદાસ** છબીલદાસ મીઠાવાળા સુરત, પા. **મગનભાઇ** ગોવિંદભાઈ કલાલી, વકીલ **નટવરલાલ** જીવણુલાલ ભાળજા ઉમરેઠ. અક્ષરવાસી સભ્યોના નામો–તા. ૨૫–૮–૧૯૬૨ ના રોજ અક્ષરવાસી થએલા સ. શા.

**કૃષ્ણસ્વરૂપદાસજી** વડતાલ, ૧૨-૭-૬૬ અમીન **હરિકૃષ્ણભાઈ** મૂળજીભાઈ મહુધા, ગાંધી **અભેચંદભાઈ** દુર્લભભાઇ મુંબઈ, ૧૨-૧૨-૭૦ શેઠશ્રી **છબીલદાસ** હરગોવિંદભાઇ મીઠાવાલા સુરત, તા. ૩-૧-૭૧, ઠક્કર **જમનાદાસ** વરાનજી આડીટર્સ મુંબઈ, ૨૧-૮-૬૬. આમાં મહાવિરોધ અવરોધ કરનારા પ્રમુખશ્રી આચાર્ય અને ઉપપ્રમુખ કોઠારીને નોટીસ બજયા છતાં ઈરાદા પૂર્વક ગેરહાજર રહ્યા અને મંત્રીને જુદી જુદી તારીખે પાંચ કાગળો લખ્યા, એમાં એક તાર પણ હતો. **આ કાગળો કોઇ સભ્ય તરફથી હાજર રહી રજુ નહિ થવાથી ફાઇલે કરવામાં આવ્યા.** આ રીતે નિઃસ્વાર્થ નિમણુંકોને આંચ આવી નહિ. અને પાંડેશ્રી અને પંડયાશ્રી અને બીજાઓએ ઉભા કરેલા કાયદાઓના ખોટા અવલંબનની ઓથ લઇને મમત્વ લાવી ખાલી બેઠકો નહિ પૂરવા દેવા દશેક વર્ષના નિષ્ફળ પ્રયાસોનો સુખદ અંત આવ્યો.

ઉપર પ્રમાણે નિમણુંકો થઇ જવાથી સીવીલ અપીલ નં. ૧૧૩-૭૧ ના કામમાં તા. ૩૧-૧-૭૨ ના રોજ પક્ષકારોના વકીલો શ્રી. બી. એ. **કાયસ્થ** અને શ્રી. **એન. ભાલજાએ** સ્ટેટમેન્ટ આપ્યું કે **"ખાલી જગ્યા પૂરવાનું કામ હવેથી થઈ** ગયું **છે. જેથી આ અપીલ આગળ ચલાવવાની રહેતી નથી માટે આ અપીલ માંડી વાળશો, ખર્ચા સબન્ધી કોઇ હુકમ** કરવાનો નથી આ ઉપરથી **અપીલ રદ** કરવામાં **આવી અને** આપેલો મનાઈ **હુકમ કાયમ માટે ઉઠાવી લેવામાં આવ્યો.**

**પ્રસગાત્ કિંચિત્ કહીએ**—અત્યાર સુધી તો ૪૬ બોમ્બે લો. રીપોર્ટરને પ્રમુખ્ય પ્રમાણ માનીને ગેરહાજરનો પણ મત લઈને સર્વાનુમતિનું કુટણું ચુંથણું બહુ લાંબુ કર્યું હવે તો નૂતન વર્ષમાં પ્રકરણ બદલાયું જણાય છે. જે મીટીંગમાં બિલકુલ પ્રમુખ ઉપપ્રમુખને હાજર થવાનું નહિ. ફક્ત પ્રમુખશ્રીના કે ઉપપ્રમુખશ્રીના પત્રો કે તાર કોઈ દ્વારા યથા તથા મીટીંગમાં રજુ કરીને પણ નવા **સભ્યોની** નિમણુંક

થઇ શકે છે અને **ન ફાવતા કોઈને રદ્દ પણ કરી શકાય છે. અને ફાવતા માણસોને પણ નીમી શકાય છે.** અહીંથી નિરપેક્ષ નવો આરંભ થાય છે. આને વેનશાહી જોહુકુમી કહેવાય કે નહિ? એ કાગળો પાઠશાળાના રેકર્ડમાં હશે તે ધ્યાન દઈને વાંચો વિચારો. **શુભં ભવતુ.** એમાં ફાવતા છ માણસોનાં નામો આપીને ફજેતીને ફાળકે ચોગાનમાં ચઢાવ્યા એ બહુ શોચ્ય છે.

આવા નિરપેક્ષ ન્યાયથી સંતોષ મેળવવાને બદલે **'હાર્યો જુગારી બમણો રમે'** એ કહેવતે, આચાર્યશ્રી કે જે અત્યાર સુધી પડદા પાછળ રહી બીજાને આગળ ધરતા હતા તેમણે જાતે જ આગળ આવી તે દરમ્યાન પોતેજ વાદી બની નડીઆદના મે. સીવીલ જડજ સાહેબની કોર્ટમાં નવા અને જુના નિમાએલા તમામ સભ્યો સામે કો. મુ. ૨૫૭/૧૯૭૧નો છઠ્ઠો દાવો વકીલશ્રી **ભોગીલાલ** કાયસ્થ મારફતે મૂકી. દાવા સાથે પાઠશાળાની મીટીંગ ભરાય નહિ તે બાબતનો એકતરફી **મનાઇ** હુકમ લીધો.

આ દાવા અરજીમાં આચાર્યશ્રીએ જણાવ્યું છે કે—સંસ્કૃત પાઠશાળા અને વૈદ્યક કમીટીના **તેઓશ્રી એકલાજ ટ્રસ્ટી** છે અને હોદ્દાની રૂએ પ્રમુખ છે અને ચૌદ સભ્યો છે. તેમાં કોઠારી ઉપપ્રમુખ છે અને મંત્રી હોદ્દાની રૂઇએ સભ્ય ગણાય છે. **વાદીએ આજ્ઞાપત્ર આપી પાઠશાળાનું મકાન બાંધવા ફંડ ઉઘરાવવા આજ્ઞા કરી.** તે પ્રમાણે પાઠશાળા માટે પ્રતિવાદી શાસ્ત્રી **હરિજીવનદાસ** વગેરેએ ફંડ ઉઘરાવી ભેગું કર્યું હતું. તેનો **હિસાબ** આપવા જણાવવા છતાં હિસાબ આપ્યો નહિ. **આ** ફંડમાંથી પાઠશાળાનું નવું મકાન **"શ્રી લક્ષ્મીનારાયણ સંસ્કૃત પાઠશાળા"** નામથી બાંધવામાં આવેલું છે. તેની **ચાવી** પ્રતિવાદીએ વાદીને આપી નથી. તેથી તે લેવા દાદ માગી; ઈન્વન્ટરીનો એક તરફી હુકમ લીધો અને મીટીંગ ભરાય નહિ તેવો પણ એકતરફી મનાઇ હુકમ લીધો.

આ દાવાના તમામ પ્રતિવાદીઓ પૈકી કોઠારી સિવાયના તમામ સભ્યોએ વકીલ શ્રી **નટવરલાલ** મારફતે હાજર થઇ લંબાણ જવાબ આપી જણાવ્યું કે – **કમીટી રૂબરૂ હિસાબ આપેલો છે અને ઓડીટ કરાવી હિસાબ પ્રસિદ્ધ પણ કરેલો છે** અને કમીટીની મીટીંગ ભરાય નહિ તેવો એક યા બીજા મારફતે મનાઇ હુકમ આપવાની પરંપરા ચલાવી, કમીટીની મીટીંગ છેલ્લાં **સાત વર્ષથી ભરવા દીધી નથી** અને કમીટીમાં હિસાબ પાસ કરવા દીધો નથી.

આ કમીટી તેમજ ટેમ્પલ કમીટી અને ત્યાગિ સમિતિના ઠરાવથી નવું મકાન બાંધેલું હોવાથી હિસાબ લેવાનો હક્ક કમીટીનો છે અને વાદીને કંઈપણ હક્ક નથી. વાદીના આજ્ઞાપત્રની રૂઇએજ ફંડ મળેલું છે તેવું વાદીનું કથન મિથ્યા અભિમાન દર્શાવે છે. વાદીની આ માગણી અંગત સ્વાર્થની અને ગેરકાયદે છે અને પાઠશાળાનું કામ ખોરંભે નાખી કમીટીની સત્તા **હજમ** કરી જવા માગે છે તેમ કરવા આચાર્યને કંઈ હક્ક નથી.

આચાર્ય તરીકે સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી જોઇએ, તેમ નહિ કરતાં શ્રીજી મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન કરી, થતી પ્રવૃત્તિઓને દાબી દેવાની અને તમામ સત્તાઓ અને મિલ્કત પોતે ધારણ કરવાની મેલી મુરાદ આચાર્યશ્રી સેવી રહ્યા છે. પાઠશાળાનું પ્રીન્ટીંગ પ્રેસ છેલ્લાં ૬ વર્ષ ઉપરાંતથી જે આચાર્યશ્રીની અપ્રામાણિક નીતિથી શરૂ થઈ શકેલું નથી અને કાટ ખાય છે અને સત્સંગ પ્રચાર માટેનાં પુસ્તકો પ્રગટ કરવામાં વિઘ્ન નાંખી રહ્યા છે અને સેક્રેટરીની નિમણુંક તેમના જ પ્રમુખપદે કાયદેસર અને સ્કીમ પ્રમાણે થએલી હોવા છતાં હરિકૃષ્ણ અમીન અને કોઠારીના મારફતે રદ કરાવવા સતત પ્રયત્નો કરવા છતાં **તેઓ ફાવ્યા નથી.** અને ગોરધનભાઈની નિમણુંક કાયદેસર ગણી કોર્ટે કાયમ રાખવાથી તેમને અપમાનજનક લાગવાથી, હવે આ પ્રકારના ખોટા અને મનસ્વી દાવા કરી, કમીટી સભ્યોને હેરાન કરી ત્રાસ આપી રહ્યા છે.

વળી વાદીની તોફાની વૃત્તિના કારણે જૂના દવાખાનાનું મકાન પોતાના કોઠારીના કાસ્ટીંગ મતના બળથી કબજે લઈ લેવાનો વડતાલ ટેમ્પલ કમીટીમાં ઠરાવ કરવાથી અને તેનો અમલ કરવાની ધમકી આપવાથી કમીટીના તમામ સભ્યોને તે સામે નડીયાદ સીવીલ કોર્ટમાં કો. મુ. નં. ૧૦૬/૬૯ નો દાવો કરી, તે કબજે લે નહિ તે બાબતનો આચાર્યશ્રી અને કોઠારીને સામે મનાઈ હુકમ ન છૂટકે લેવો પડયો છે. અને તે ચાલું છે. અને અમદાવાદની સ્કીમના દાવામાં આચાર્યશ્રી વિરુદ્ધ જજમેન્ટ આવવાથી તેમની સત્તા ઉપર ભારે કાપ પડવાથી હવે આ કમીટી ઉપર સ્વાર થવા માટે આ જાતનો ખોટો દાવો કરી ખોટો મનાઈ હુકમ લીધો છે. તે વહેલી તકે રદ કરી ખર્ચ અને કોમ્પેનસન આપવા પ્રતિવાદીઓએ દાદ માગી છે. આ તો સાતમો દાવો છે.

ઉપર પ્રમાણે તા. ૧૦-૩-૧૯૭૨ ના રોજ લેખિત જવાબ આપ્યા બાદ આચાર્યશ્રીએ કમીટીની મીટીંગ નહિ ભરવા માટે લીધેલ મનાઈ હુકમની તાકીદે સુનાવણી કરવા પ્રતિવાદીઓના વકીલશ્રી નટવરલાલ જીવણલાલ ભાલજાએ નામદાર કોર્ટને અરજી આપવાથી તા. ૨૧-૭-૧૯૭૨ના રોજ તેની સુનાવણી નિકળતાં, લંબાણ આર્ગ્યુમેન્ટ બાદ મનાઈ હુકમ ઉઠાવી લેવામાં આવ્યો છે અને બન્ને વકીલોએ તે અંગે આપેલું સ્ટેટમેન્ટ નોંધપાત્ર છે. જે આ નીચે પ્રદર્શાવ્યું છે.

"પાઠશાળાની મીટીંગમાં હિસાબી કામ આ દાવો ચાલે ત્યાં સુધી એજન્ડામાં મૂકવાનું નથી. **તે સિવાય તમામ કામ મીટીંગના એજન્ડામાં મૂકવાનાં છે.** તેમાં વાદી **આચાર્યશ્રીએ કંઇ વાંધો લેવાનો નથી"** પાઠશાળાની પહેલી મીટીંગ સેક્રેટરીએ મંદિરના મકાનમાં બોલાવવાની છે. તે પછીની તમામ મીટીંગ માટે સેક્રેટરીએ કમીટીના **વધુ મતિ સભ્યોની ઇચ્છા પ્રમાણે સંસ્કૃત પાઠશાળાના મકાનમાં યા** બીજે સ્થળે રાખવાની છે. કમીટીની પહેલી મીટીંગ આજથી છ અઠવાડીયામાં ભરવાની તારીખો આચાર્યશ્રીએ

સેક્રેટરીને આજથી બે અઠવાડીયામાં ઓગસ્ટ માસની ચાર અઠવાડીયાની ચાર રજાઓની તારીખો આપવાની છે. તે પૈકીની એક તારીખે સેક્રેટરીએ મીટીંગ બોલાવવી **તે પછીની મીટીંગ સેક્રટરીએ – વધુ મતિ સભ્યોની ઇચ્છા પ્રમાણેની તારીખોએ રાખવાની છે"**

ઉપર પ્રમાણે સ્પષ્ટ હુકમ થયા છતાં આચાર્યની ઈચ્છા મીટીંગ ભરવા દેવાની નહિ હોવાથી તેમણે આઠમો દાવો કરવાની તૈયારી કરી.

મંડાળાના પા. **શંકરભાઈ** નરસીભાઈ અને ડભાણના કોઠારી **ભક્તિજીવન**દાસના નામથી એજ વકીલશ્રી **કાયસ્થ** મારફતે નડીઆદના મે. સીવીલ જડજ સાહેબની કોર્ટમાં કો. મુ. નં. ૪૪૬–૭૨ નો દાવો બીજેજ માસે તા. ૨૫–૮–૧૯૭૨ ના રોજ દાખલ કરાવ્યો.

તેમાં નવા નિમાએલા સભ્યોની નિમણુંક રદ કરાવવા અને નવી બાંધેલી પાઠશાળા અને પ્રેસ વિગેરે જગ્યા આચાર્યશ્રીના આજ્ઞાપત્રથી કરેલા ઉઘરાણાથી બંધાવેલી હોવાથી અને ૩૭૫ વાળી જમીન પણ તેમણે આપેલી હોવાથી આચાર્યશ્રીની **માલકીનું છે તેમ ઠરાવવા દાદ માગી તેમજ વડોદરાના આ. ચેરીટી કમીશનર જ્યાં સુધી નવાં નામો નોંધે નહિ અને સ્કીમના દાવા સામેની અપીલનો નિકાલ ન થાય ત્યાંસુધી પાઠશાળાની મીટીંગ ભરાય નહિ તેનો દાવો સાથે એકતરફી મનાઈહુકમ લીધો.** જે કામમાં પાઠશાળાના તમામ સભ્યો તરફથી વકીલ નટવરલાલ ભાવસારએ હાજર થઈ બહુ લંબાણ જવાબ પૂર્વા પરના અનુસંધાને વિગતવાર આવ્યો. અને મનાઈ હુકમ ઉઠાવી તાકીદે સુનાવણી કરવા માગણી કરી **તેમાં "સ્કીમ અપીલનો ફેંસલો આવ્યો નથી અને વડોદરાના આ. ચે. ક. એ. નવાં નામો નોંધ્યાં** નથી વિગેરે કારણ દર્શાવી મનાઈ હુકમ શ્રી **ધોળકીયા** સાહેબે કાયમ રાખવાથી, તે સામે સી. એ. ઓફ. ઓ. ૧૨/૭૩ની અપીલ નડીયાદના મે. ડીસ્ટ્રીકટ જજ્જ સાહેબની કોર્ટમાં પ્રતિવાદીઓને કરવી પડી હતી.

આ અપીલની સુનાવણી પણ તા. ૯-૧-૭૪ ના રોજ થઈ ગઇ છે અને મેં આસીસ્ટન્ટ જજ સાહેબે મનાઈ હુકમ ઊઠાવી લીધો છે. જેની વિગત નીચે આપી છે. એટલું જ નહિ પણ આચાર્યશ્રીએ પોતાના નામથી પાઠશાળાનો કબજો લેવા માટે કો. મુ. નં. ૨૫૭/૭૧ નો જે દાવો કર્યો હતો તે દાવો પણ તેઓશ્રી તરફથી કોર્ટમાં કોઇ હાજર નહિ રહેતા હોવાથી ખર્ચ સાથે રદ કર્યો છે. આ સાથે એક બીજી પણ હકીકત જણાવવા જાણવા જેવી છે અને તે એ કે – પાઠશાળા કમિટીએ તા. ૨૮-૧૧-૭૧ ની મીટીંગમાં જે પાંચ ખાલી પડેલી જગ્યાએ પાંચ નવા સભ્યોની નિમણુંક કરી હતી તે સામે પણ વાંધા અરજી આચાર્યશ્રીએ વડોદરાના આસી. ચેરીટી કમી. સાહેબની કોર્ટમાં આપી હતી તેની પણ સુનાવણી બહુ લાંબા સમયે થોડા સમય પહેલાં થઈ ગઈ છે. અને તેમાં પણ આચાર્યશ્રી સફળ નિવડે એવી કોઇ આશા લાગતી નથી. જેની ટૂંક સમયમાં જ જજમેંટ આવતાં જાણ થશે. આને નવમી કોર્ટ પણ કહી શકાય. અસ્તુ.

આચાર્યશ્રીએ કરાવેલા અને પોતે કરેલા નીચે મુજબના કુલ આઠેય દાવાઓ છેવટે તેમના વિરૂદ્ધમાંજ પરિણમ્યા છે.

(૧) હરિકૃષ્ણભાઈ અમીનના નામથી ૧૭૮/૬૫ ની અરજી વડોદરાના આ. ચેરીટી કમિશ્નર કોર્ટમાં કરાવેલી.

(૨) તેની અપીલ નંબર ૮૦/૬૭ અમદાવાદના ચેરીટી કમિશ્નરની કોર્ટમાં થયેલી.

(૩) તે ઉપર રીવીઝન અરજી નં. ૨૯/૬૮ નડીયાદના મે. ડીસ્ટ્રીકટ જડજ સાહેબની કોર્ટમાં કોઠારી વિષ્ણુપ્રસાદ દાસના નામથી કરવામાં આવી.

(૪) કોઠારી વિષ્ણુપ્રસાદના નામથી નડીયાદ સીવીલ કોર્ટમાં કો. મુ. ૨૫૪/૭૦ નો દાવો કરવામાં આવ્યો.

(૫) તે ઉપર નડીયાદ ડીસ્ટ્રીકટ કોર્ટમાં સીવીલ અપીલ નં. ૧૧૩/૭૧ કોઠારી શાન્તિપ્રિયદાસજીના નામથી થઈ.

(૬) આચાર્યશ્રીના પોતાના નામથી નડીયાદ સીવીલ કોર્ટમાં કો. મુ. નં. ૨૫૭/૭૧ નો દાવો કર્યો.

(૭) આચાર્યશ્રીએ ડભાણના કોઠારી ભક્તિજીવનદાસ અને શંકરભાઈ નરસિંહભાઈ પાસે કો. મુ. નં. ૪૪૬/૭૨ નો દાવો કરાવ્યો.

(૮) સી. એ. એફ. ઓ. અપીલ નં. ૧૨/૭૩ નડીયાદ ડીસ્ટ્રીકટ કોર્ટમાં ઉપરના કો. મુ. નં. ૪૪૬/૭૨ના દાવા સામે અપીલ કરવામાં આવી.

તે પૈકી ૮ મા નંબરની સભ્યોએ નડીયાદ ડીસ્ટ્રીકટ કોર્ટમાં સી. એ. એફ. ઓ. અપીલ નં. ૧૨/૭૩ વકીલ શ્રી નટવરલાલ જી. ભાલજા મારફતે દાખલ કરી. તેની લંબાણ સુનાવણી બાદ બન્ને વકીલો શ્રી ભાલજા અને શ્રી સગુણભાઈ સી. દેસાઈને સાંભળી નડીયાદના આસી. જડજ શ્રી બી. એમ. ત્રિવેદીએ નીચેની કોર્ટે મનાઈ હુકમ ખોટી રીતે આપ્યો છે અને મનાઈ હુકમ આપવાથી આચાર્યશ્રીનું નહિ પણ કમિટી સભ્યોનું અને પાઠશાળાનું હિત જોખમાય છે અને તેમને વધુ નુકશાન થાય છે. તેમ ઠરાવી મનાઈ હુકમ રદ કરી કમિટી સભ્યોને તેમનું ખર્ચ દાવો કરનાર ડભાણના કોઠારી શ્રી ભક્તિજીવનદાસજી અને શંકરભાઈ નરસિંહભાઈ આપે તેવો હુકમ અને હુકમનામું કરેલું છે. આ રીતે આચાર્યશ્રીએ જગાવેલા વિતંડાવાદનો અંત આવે છે. પરંતુ આ અંત ક્ષણિક છે કે નવી નવમી કોર્ટના દાવાની તૈયારી છે એ કોણ કહી શકે ?

સાતમી કોર્ટનો કો. મુ. નં. ૪૪૬/૭૨ ના દાવો કરી વિચિત્ર દાદ માગેલી છે કે પાઠશાળા કમિટીએ સર્વાનુમતે કરેલી પાંચ નવા સભ્યોની નિમણુંક રદ કરી આચાર્યશ્રીના કાગળમાં લખેલા નામવાળાઓની નિમણુંક કરવી. સર્વને સુવિદિત છે કે કમીટીની

મીટીંગમાં કોઈપણ દરખાસ્ત કે સુધારો કોઈ પણ સભ્ય મારફતે રજુ થવો જોઈએ. કાગળ લખવામાં આવે તેને દરખાસ્ત કે સુધારો ગણી શકાય નહિ, તેવું જાણવા છતાં ઈરાદા પૂર્વક કમીટી મીટીંગમાં ગેરહાજર રહેનાર આચાર્યશ્રી અને તેમના કોઠારી શ્રી શાન્તિ પ્રિયદાસજીએ મીટીંગમાં ગેરહાજર રહેવા બદલ પસ્તાવો કરવાને બદલે હજી કાગળને વાચા હોય તેમ કે કાગળને સભ્યના પ્રતિનિધિ હોય તે રીતે માની બેઠા છે. અપીલ નં. ૧૨/૭૩ ના કામમાં ઠરાવેલું છે કે કાગળને દરખાસ્તકે સુધારો ગણી શકાય નહિ અને આ રીતે સર્વાનુમતે નવા પાંચ સભ્યોની થયેલી નિમણુંક કાયદેસર છે અને આ ૪૪૬/૭૨ ના દાવાના વાદીઓ કમીટીના સભ્ય નહિ હોવાથી દાવો લાવવા પણ તે હક્કદાર નથી. હવે તે દાવો ચાલવા ઉપર આવશે અને અત્યાર સુધી આવી ગયેલાં જડજમેન્ટના કારણે તેને રેસ. જુડીકેટાનો બાધ આવે છે તે પ્રશ્નની તેમાં છણાવટ થશે. આ પ્રમાણે સ્કીમના દાવામાં અને સ્કીમની અપીલમાં પોતાનું સર્વસ્વપણું ખોઈ બેસનાર આચાર્યશ્રી પોતાનું સર્વસ્વ-પણું આ પાઠશાળા અને દવાખાના કમિટીમાં જમાવવાની દાનત સેવે છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ તેમાં હવે તે ફાવી શકે તેમ નથી અને નવા નવા દાવા કરાવી બેફામ ખર્ચ સંસ્થાના ચોપડે ઉધાર્યે જાય છે તે હવે બંધ કરવાની સદ્બુદ્ધિ શ્રીજી મહારાજ આચાર્યશ્રીને આપે અને શિક્ષાપત્રી શ્લોક ૧૩૨ પ્રમાણેની પોતાની ફરજ સમજી મુંબઈ હાઈકોર્ટની ૧૯૩૫ની સ્કીમ પ્રમાણે પાઠશાળા અને દવાખાના સ્કીમના હેતુ પ્રમાણે બધાજ સભ્યો પોતાના છે અને પારકા નથી તેવું માર્ગ-દર્શન અપનાવે તેવી અપેક્ષા રાખીએ તો અસ્થાને નહિ ગણાય. શુભં ભવતુ.

